વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
... કૉપીરાઈટ ...

# આમુખ

શ્રીમાન બુદ્ધિસાગર સૂરીને હસ્તે સૂરીપદથી વિભૂષિત થઇ શ્રીમાન્ અજીતસાગર સૂરી પોતાના શિષ્યપરિવાર સહિત માણસામા પહેલવહેલા પધારેલા. તે અરસામા જ્ઞાતપુત્ર, મહાવીરદેવની જયંતિ ઉજવવાનો મંગળકારી પ્રસંગ ઉપસ્થિત થયેલો.

સૂરીશ્વરજીએ જયંતિના મેળાવડાનુ પ્રમુખસ્થાન સ્વીકારેલુ, અને માણસામા પહેલા ન ઉજવાઈ હોય એવી અપૂર્વ જયંતિ ઉજવવામા નિમિત્ત થયેલા તે પ્રસંગે થયેલા ભાષણોનો સંગ્રહ કરી અત્રે તેને પ્રસિદ્ધ કરવામા આવ્યા છે.

ભાષણ કરનારાઓએ પોતાની અલ્પમતિ અનુસાર ભગવાન મહાવીરદેવના જીવનની વિચારણા કરી છે. તેમા અધુરી સમજણ હોવાનો સંભવ છે. તે તરફ દૃષ્ટિપાત નહિ કરતા તેમા રહેલુ સત્ય સ્વીકારવા વાચકોને વિનતી કરવામા આવે છે.

લી. સેવક
**કેશવલાલ નગીનદાસ**

મુદ્રક જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, સારંગપુર–અમદાવાદ

# ભગવાન મહાવીરદેવના જીવનની વિચારણા.

ચૈત્ર સુદ ૧૩ને દિવસ માણસાનો ઉપાશ્રય ચતુર્વિધ સંઘથી ચીકાર થયો હતો. તે વખતે શ્રીમાન્ અજીતસાગર સૂરીશ્વરે મહાવીર જયંતિના મેળાવડાનું પ્રમુખ સ્થાન લીધા પછી મંગળાચરણ કરી નીચે પ્રમાણે શરૂઆત કરી—

'સંસાર દાવાનલ દાહનીરં, સંમોહ ધૂલી હરણે સમીરં"

**ભગવાન મહાવીરદેવની સ્તુતિ કરતાં શ્રીમાન્ હરિભદ્ર મહારાજ કહે છે કે** "સંસાર રૂપી દાવાનળ કે જે દાવાનળમાં સંસારમાં રહેલા જીવો ત્રિવિધ તાપ અનુભવી રહ્યા છે, તેમના ત્રિવિધ તાપ નીવારવાને જેમણે શાન્તિનો અપૂર્વ સન્દેશો કહ્યો છે એવા ભગવાન મહાવીરદેવ દાવાનળને શાન્ત કરનાર જળધર જેવા અને મોહની ધૂળથી ઘેરાયેલા સત્યને ખુલ્લું કરવામાં પવનની ગરજ સારનારા છે એ પ્રભુનો આજે ૨૫૨૮ મો જન્મદિવસ છે. તમે સૌ એ મહાપ્રભુના ગુણગાન કરવાની ઉચ્ચ ભાવનાથી એકત્ર મળ્યા છો. તે પ્રસંગે ભગવાન મહાવીરદેવના જન્મપ્રસંગથી દુનિયાને શો ફાયદો થયો છે, માનવદેહને તેમના જીવનમાંથી શું શીખવાનું મળી શકે છે, આપણે એ મહાપ્રભુની કઈ રીતે ઉપાસના કરવી જોઈએ તે વિગેરે માટે આજે જુદી જુદી દૃષ્ટિથી એ ત્રિભુવનના નાથની જીવનવિચારણા કરવામાં આવશે. હું તમારી આગળ નિત્ય વ્યાખ્યાન કરું છું, એટલે આજે પણ હું જ માત્ર ભગવાનના ચરિત્રનું ગુણગાન કરૂં એ મને ઉચિત લાગતું નથી. પણ તમે સૌ જે નાતાથી ભગવાનના પુત્ર તરીકે—શાસનના ઉપાસકો તરીકે—ગણાતા આવો છો તેઓના હૃદયમાં ભગવાન મહાવીરદેવના જીવનની શું અસર છે તે આજના પ્રસંગે જાણવાની મારી મનોભાવના છે. એટલે આજે તમો સૌને ક્રમસર બોલવાની છૂટ આપું છું ને છેવટે મને કંઈ યોગ્ય જણાશે તે સંભળાવીશ.

સૂરીશ્વરજીની આજ્ઞા થતાં તેઓશ્રીના એક શિષ્ય શ્રીમાન્ હેમેન્દ્રસાગર મહારાજે નીચે પ્રમાણે પ્રવચન કર્યું—

સરસ્વતીના પુત્ર જેવા શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય મહારાજની પ્રસિદ્ધ 'સકલાર્હત' નામની સર્વ અર્હન્તોની સ્તુતિ કરનારા કાવ્યમાંથી 'વીરઃ સર્વ સુરાસુરેન્દ્ર મહિતો' પદથી શરૂ થતી ભગવાન મહાવીરદેવની સ્તુતિ કરી તેમણે જણાવ્યું કે આજે ભગવાન મહાવીરદેવની જયંતિને પ્રસંગે અયોધ્યાનગરીને સીમાડે ખળ ખળ વહેતી સરયુ નદીને કાંઠે આદ્ય તીર્થંકર શ્રીમાન્ ઋષભદેવ ભગવાનના વ્યાસપીઠ (સમોવસરણ)ની નજીક પર્ણકુટી બાંધી રહેલા

ત્રીદંડીના વેષયુક્ત ભરતપુત્ર મરિચી તરફ મારી દૃષ્ટિ જાય છે. આ મરિચી એ જ ભવિષ્યના આપણા ભગવાન મહાવીરદેવ, સંસારનાં અનંત ચક્રમાં ભ્રમણ થઇ રહેલા જીવોને સંસારથી મુક્ત થવા પહેલાં કેટલો ભગીરથ પ્રયત્ન કરવો પડે છે તેનું અપૂર્વ દૃષ્ટાન્ત ભગવાન મહાવીર દેવનું જીવન પૂરૂં પાડે છે. ભવિષ્યમાં ચક્રવર્તી વાસુદેવ અને તીર્થંકર થવાના છે, એવા ભગવાન ઋષભદેવના પૌત્ર મરિચી અનેક રાજકુમારોને–પોતે સત્ય માર્ગને પહોંચવાના અભ્યાસી નહિ કે પહોચેલા છતાં—નિખાલતાથી પ્રતિબોધી ભગવાનની સન્મુખ મોકલતા હતા. ખરો સેવાધર્મ કયો હોવો જોઇએ તેનો સરસ દાખલો ભગવાન મરિચીનું આ વર્તન આપણને બતાવી આપે છે. મરિચીની સત્યમાર્ગની ઓળખ એટલી બધી તીવ્ર હતી કે તેમણે છેવટ સુધી પોતે કરી રહ્યા છે, તે માર્ગને પૂર્ણ માર્ગ છે એમ માનેલું જ નહિ. પણ જ્યારે તેમની શારીરિક સ્થિતિ શિથિલ થઈ ગઈ તે વખતે તેમની સુશ્રુષા, સારવાર કોઈથી થઈ નહિ ને તેથી તેમને એકાદ શિષ્ય કરવાની લાલસા થઈ આવી. ને એ જ અરસામાં એક કપીલ નામના રાજકુમાર તેમની પાસે આવી ચડયો. તેણે તેમની પાસે જ રહેવાનો આગ્રહ કર્યો, ને જોઇતું હતુ ને વૈદ્યે કહ્યું, એ ન્યાયે તેમણે તેને સ્વીકાર્યો. આ પ્રસંગમાં મરિચી પ્રત્યે બેદરકારી બતાવવામાં આવી હોય એમ જણાય છે એ ખરૂ હોય તો જેટલી મરિચીએ વિતરાગ પ્રવચન અને વિતરાગના સાસન પ્રત્યે ભક્તિ બતાવી છે, તેટલી તે વખતના સંવેગી અને શ્રાવક સંપ્રદાયે ઉચિત વ્યવહાર બતાવવામા ખામી બતાવી છે એમ કહેવું પડશે. ને એનું જ પરિણામ મરિચીને પોતાના માર્ગે પણ પૂર્ણત્વ મેળવી શકાય છે, એમ કહેવું પડવામાં આવ્યું હોય તો નવાઇ ન કહેવાય. આમાં "ગુણીષુ પૂજાસ્થાનં નચઃલીંગ, નચ વયઃ" એ સુત્રનો ચોખ્ખો અનાદર થયો હોય એમ પણ કહેવાય. તેમજ વેશની જ વિશેષતાને અગત્ય આપી મરિચીના હૃદયમાં રમી રહેલા સત્યને ઘણી ઓછી અગત્ય આપવામાં આવી હોય એમ પણ લાગે છે. ભરતપુત્ર મરિચીનો પવિત્ર આત્મા ત્યાંથી આયુષ્ય પૂરૂં કરી એક પછી એક મુખ્યત્વે સત્તાવીશ. ને નાના મોટા અસંખ્ય જન્મોમાંથી પસાર થઈ ક્ષત્રી કુંડ નગરના સિદ્ધાર્થ રાજાનાં ત્રીશલા ક્ષત્રિયાણીના કુખે પુત્ર રૂપે જન્મ લે છે. આ જન્મપ્રસંગ એજ આજની આપણી જયંતિ ઉજવવાના માંગલિક પ્રસંગ, એજ ભગવાન મહાવીરદેવનો છેવટનો જન્મદેહ.

ભગવાન મહાવીરદેવની ગર્ભની સ્થિતિનો એક અપૂર્વ પ્રસંગ આ પ્રસંગે હુ સ્મરણ કર્યા સિવાય રહી શકતો નથી. આપણે માનીએ છીએ કે પ્રભુ પૂર્વ જન્મોમાં અનેક પ્રકારે યમ નિયમો સેવી અનેક કર્મોનો ક્ષયોપશય કરવાને લીધે ગર્ભજીવનથી જ ત્રણ જ્ઞાને કરીને સહિત હતા. તેથી પ્રભુએ વિચાર્યું કે મારા હલનચલનથી માતાને દુઃખ થશે ને એથી એમણે પોતાનાં અંગો સંકોચી સ્થિર રહેવાનો નિશ્ચય કર્યો. આપણે જાણીએ છીએ કે પ્રભુના આ શુભ હેતુનો પણ ઉલટો અર્થ થયો છે, ને ઉલટું માતાને દુઃખ થયું છે. આ ઉપરથી શાસ્ત્રોમાં અન્વયાર્થ એમ સમજાવવામાં આવ્યો છે કે વીરના સાસનમાં ગુણને અવગુણ ગણવામાં આવશે. આ માન્યતા અત્યારનો સમાજ કઈ રીતે સાચી ઠરાવી રહ્યો છે એ હું તમને પ્રત્યક્ષ દ્રષ્ટાંતથી સમજાવવા ચાહું છું.

વર્તમાન કાળે મહાત્મા ગાંધીજી એ આખા ભારતવર્ષના આદર્શ પુરુષ છે. અને તેમની બરોબરી કરી શકે એવો એક પણ પુરુષ અત્યારે ખોળ્યો જડે એમ નથી. તેઓએ અઢી

હજાર વર્ષ પહેલા ભગવાન મહાવીરદેવે આપેલો અહિંસાનો કલ્યાણકારી સંદેશો ખરે વખતે-અણીને વખતે જગતને આપી મહાન ઉપકાર કર્યો છે, જગતની શાન્તિને માટે અણમુલો માર્ગ બતાવ્યો છે, પરંતુ આપણી સમાજે તેનો કેટલો સ્વીકાર કર્યો છે, તેનો વિચાર કરીએ તો જણાઇ આવે કે ગુણનો આદર કરવાની શક્તિ આજે આપણી પાસેથી લગભગ ઓસરી ગઇ છે. એટલું જ નહિ પણ ગાંધીજીને અન્યાય કરનારી કેટલી જુઠી હકીકતો કેટલાકો તરફથી પ્રસારવામા આવે છે તેનો વિચાર કરીએ તો હકીકત તદ્દન સત્ય જ લાગે છે કે ભગવાન મહાવીરદેવના શુભ પ્રયત્નનો અનર્થ થવામાં તેમની પછીની પ્રજા ગુણને અવગુણ રૂપેજ પીછાનશે એવો ભાવાર્થ રહેલો છે. એમ કહેવામાં કશું ખોટું નથી. આપણે એ મહાસત્ય ગવેષી ભગવાનના આચરણનો ઉપહાર આરોગવો હોય તો ગુણગ્રાહક થવું એ પ્રભુના ગર્ભપ્રસંગનો સારાંશ છે.

ભગવાન જન્મથી જ ત્રણ જ્ઞાને સહિત હતા એટલે તેમને ભણવાની જરૂર નહોતી, છતા માતાપિતાની ઇચ્છાને આધીન થઇ તેઓ નિશાળે ગયા. પણ ત્યાં બ્રાહ્મણના સ્વરૂપમાં ઇંદ્રે આવી પ્રશ્નો કર્યા ત્યારે તેમણે હાજર રહેલા સૌ કોઇને ચકીત કરી નાખે એવા તેના જવાબો આપી સૌનો ભ્રમ ટાળી નાખ્યો. આ જ વખતે ભગવાને જૈનેંદ્ર વ્યાકરણ રચ્યું એમ કહેવાય છે પણ હાલ તે આપણા કમનસીબને લીધે મળી શકતું નથી. વર્ધમાન કુમારની નીડરતાનો દાખલો તેમણે બાલક્રીડા કરતાં સર્પને ફેંકી દેવાના કૃત્યથી અને એક મનુષ્ય સંપૂર્ણ નીડર ન જ હોઇ શકે એવા અભિમાનથી પરીક્ષા કરવા આવેલા દેવને બળ અને નીડરતાનો પરચો બતાવી ગર્વહીન કરી નાખવાના કૃત્યથી મળી આવે છે. આજે કોઇ જૈનના કુમારને આપણે નીડર અને તેજવાન જોઇ શકી શું ખરા! બાળલગ્નથી જીવનના લ્હાવા ને ઓરીઆ વીતાવી બ્રહ્મચર્ય હીન બનાવેલી આજની યુવાન પ્રજામાં તેજ અને ચંચળતા ક્યાંથી હોઇ શકે! વર્ધમાનકુમારનું જીવન મરણનો પણ ડર ન હોય એવી નીડર અને બહાદુર પ્રજા થવાનું શીખવે છે. આપણે તેનું અનુકરણ કરીએ તો તે મહાપુરુષની જયંતિ ઉજવવાનું કંઇક પણ સાફલ્ય થાય ખરૂં.

આ પછી વર્ધમાનકુમારનું લગ્ન થવાનો, તેમને એક પુત્રી થવાનો અને તેનું લગ્ન પણ કરવાના પ્રસંગનો અંગુલીનિર્દેશ જેવો ઉલ્લેખ તેમના ચરિત્રમાં છે. પણ તેમના જીવનના અનુભવોનું કશું પણ ચરિત્ર વિગતવાર લખાયું નથી. મને લાગે છે કે ભગવાન મહાવીરદેવનું ખરૂં જીવન, આદર્શ જીવન તેમના મહાભિનિષ્ક્રમણથીજ શરૂ થાય છે અને તેથીજ તેમના સંસારિક જીવનનો વિગતવાર ઉલ્લેખ કરવામાં ચરિત્રકારોએ કાળક્ષેપ કરવો ઉચિત ગણ્યો નહિ હોય.

વર્ધમાનકુમાર સંસારની આધિવ્યાધિ અને ઉપાધિ માત્રનો ત્યાગ કરી સત્યની શોધ કરવા નીકળી પડ્યા ત્યારથી રાજવૈભવના સુખવિલાસોમાં ઉછરેલા એ મહાપુરુષને મહાન પરિસહ સહન કરવા પડ્યા છે. ગમે તેવા ઘોર પરિસહો આવે તોપણ મારે તો જે જગતને જડ્યું નથી એ મહાન પરમ કેવળ જ્ઞાન, જગતનાં દુઃખોનું ઔષધ પ્રાપ્ત કર્યે જ છુટકો છે એવા અડગ નિશ્ચયથી એમણે સિદ્ધાર્થ વ્યંતરની સહાય સ્વીકારવાની ઘસીને ના પાડી અને શુદ્ધ સત્યાગ્રહ આદર્યો. ભગવાનની આ વર્તણુક તે વખતના લોકોને નવાઇભરી અને આશ્ચર્ય પમાડનારી લાગી. તાપસોની પર્ણકુટીમાં ચર્તુમાસ સ્થિત રહેલા સુખની કે દુઃખની કશાની પણ દરકાર નહિ કરનારા ભગવાને પર્ણકુટીના ઘાસને ગાયો ચરી જતી જોવા છતાં તેનું રક્ષણ કરવાનો કશો પણ પ્રયત્ન કરતા ન જોતાં તાપસોને ભગવાનની તેવી

પ્રવૃત્તિમા ગાડપણુ લાગ્યું ને ભગવાને જોયું કે તેથી તાપસોમાં પોતા પ્રત્યે અપ્રીતિ, અરૂચિની લાગણી જન્મવા પામી છે, એટલે જેઓનો કોઇની પણુ મદદ વગર સંસાર પાર કરવાનો નિશ્ચય છે એવા ભગવાનને ચતુર્માસના અધવચ્ચે પણુ સ્થળાંતર કરી જવામાં બાધ જણુાયો નહિ. લોકાચારને અનુસરવાનું તેમને માટે હતું જ નહિ.

"લાયક પુરુષનું મૌન પણુ તેના વિરોધીઓને ઘંટાનાદથી સમજાવે છે, એ ન્યાયે ભગવાને તાપસોને સમજાવવા માટે કાળક્ષેપ કરવાનું જરાપણુ ન વિચાર્યું. આ પછી ભગવાને આકરી તપશ્ચર્યા આદરી.

(૧) કેવળ જ્ઞાન ન પ્રાપ્ત થાય ત્યાં સુધી મૌન જ રહેવું. (ઉપદેશ કરવો નહિ.) (૨) ગૃહસ્થનો વિનય કરવો નહિ. (૩) અપ્રીતિ થાય ત્યાં રહેવું નહિ. (૪) હમેશાં પ્રતિમાધારી રહેવું ને (૫) કરપાત્રમાં જ ભોજન લેવું.– ભગવાન મહાવીરદેવને જગતનાં દુઃખોથી કેટલો ત્રાસ થયો હશે ! સત્ય પ્રાપ્ત કરવા માટે કેટલી તીવ્ર લાલસા પ્રગટી હશે કે જે માટે તેમણે સામાન્ય મનુષ્યને કલ્પનામાં પણુ ન આવે એવી અઘરી તપશ્ચર્યા આદરી દેહ ઉપરના મમત્વને નિમુંળ કરી દેતાં લેશ માત્ર પણુ સંકોચ કર્યો નથી.

આજના મારા વીરપુત્રનો દાવો કરનારા સમગ્ર મુનિવરો દેહની અનેક પ્રકારે સુશ્રુષા કરતાં ભગવાનના આ ચરિત્રને દ્રષ્ટિ સમીપ લાવશે ખરા ? જેમણે કેવળ જ્ઞાન પ્રાપ્ત થતા સુધી પેટ ભરીને ખાધું નહિ, નીરાંત કરીને ઉંઘ્યા નહિ, એ મહાપ્રભુના સાશનરક્ષકો આજે દેહવિલાસ ને દેહમમત્વને પોષતાં શાસ્ત્રાજ્ઞાનાં કેવાં ભાતભાતનાં માયાવી વસ્ત્રો સજાવી રહ્યા છે, એનો આજે કોઈ પણુ વિચાર કરશે ખરા ? જ્યારે એ માટે વિવેકપૂર્વક વિચાર થશે ત્યારે જ ખરૂં સત્ય જડવાનું છે, અને ખરી મહાવીરની પૂજા થઈ ગણાવાની છે. જ્યા સુધી એ વૃત્તિ નથી ત્યાં સુધી મહાવીરને નામે આજે જુદી જુદી કળાઓ વાપરી કેવળ સંસારવૃદ્ધિનો જ વ્યાપાર થઈ રહ્યો છે એમ મારૂં અંતઃકરણુ મને કહે છે. તેથી જેટલું બચાય એટલું જ શ્રેય છે.

ચંડ કોશીક જેવા ઝેરી સર્પના ઝેરને શાન્ત કરનાર. સંગમ જેવા નિષ્ઠુર ઘાતકીને પશ્ચાત્તાપ કરાવનાર ભગવાન મહાવીરના કેટલો અનંત પ્રેમ હશે ? એ મહાપુરુષનો કેટલો અડગ સત્યાગ્રહ હશે કે જેના પ્રભાવ ને લીધે જ જાણે અજ્ઞાનાંધકારનો નાશ થઈ દુર્લભ એવું કેવળ જ્ઞાન ભગવાનને શોધતું શોધતુ ચાલ્યું આવ્યું ન હોય એમ જણાય છે.

ભગવાન બુદ્ધ થયા, અર્હન્ત થયા, કેવળજ્ઞાનભાસ્કર થયા. જગતને કલ્યાણકારી માર્ગ બતાવવાને માટે સર્વ અભિગ્રહથી મુકત થયા.

આજે જેમ આપણા પરમહિતનો માર્ગ બતાવનાર મહાપુરુષને અનુસરવા આપણે તૈયાર નથી, એમ એ વખતે પણુ અનેક પાખંડોથી છિન્નભિન્ન થઈ ગયેલો સમાજ પ્રભુની વાણી ઝીલવા તૈયાર નહોતો એમ જણાય છે. કેટલી હીનભાગ્યતા ! પ્રભુનો પહેલો ઉપદેશ કોઇએ ઝીલ્યો નહિ એ માટે એમ કહેવામાં આવે છે કે પ્રભુના ઉપદેશથી—આજે જેમ વ્યાખ્યાનની અધવચ્ચે પોરસી ભણાવ્યા પછી વ્રતપચ્ચખાણુ કરાવવામાં આવે છે તેમ—કોઇએ વ્રત ઉચ્ચર્યું નહિ. પણુ મારા માનવા પ્રમાણે એમ નથી. ભગવાન જે સત્યનો માર્ગ પ્રકાશતા હતા, પ્રભુએ જે સત્ય જોયું હતું, અનુભવ્યું હતું તે સત્યના ઉપદેશની કંઇ પણુ પ્રતિતી, તે પ્રત્યે કાંઈ પણુ વિશ્વાસ, શ્રદ્ધા, તે વખતના શ્રોતૃસમુદાયને થઈ નહિ,

એમ એ પ્રસંગનો સારાંશ હોય એમ મને પ્રતિભાસે છે. આપણે જર્જરિત થઈ ગયેલા જ્ઞાનવાળાઓ પ્રભુના મહાન પ્રસંગોને મનગમતી રીતે પ્રચારીએ છીએ. મારે મન તો એ સત્યની અવગણના છે. ઉત્સુત્ર પ્રરૂપણા જેવી કોઇ વસ્તુ હોય તો તે એને ગણવી જોઇએ કે, જેથી સત્ય છુપાઇ જાય એવી વિપરીત, જ્ઞાનશૂન્ય, બુદ્ધિશૂન્ય પ્રરૂપણા પ્રસારવામાં આવતી હોય. આજે મોટે ભાગે એ જ થઇ રહ્યું છે, એની કોણ ના પાડી શકે એમ છે. અને તેથી એ મહાન માનવની જયંતિ ઉજવવાનો આપણો અધિકાર છે કે કેમ તે ખાસ વિચારવા જેવું છે.

જ્ઞાનીને જ્ઞાની ઓળખી શકે. વીરને વીર ઓળખી શકે. એ ન્યાયે કૃપાવતાર મહાવીરની સંસારમાત્રની ઉપાધીથી મુક્ત થવાની પ્રવૃત્તિને આજે સંસારમાં રચ્યાપચ્યા રહેલા, ભગવાન મહાવીર અને તેમનાં અંગઉપાંગોનો સંસારની સગવડ અર્થે ઉપયોગ કરનારા આપણે શી રીતે ઓળખવાના છીએ ? આપણો એ મહાન માનવના મહાન આત્માને મહાન પ્રવચનને ઓળખવાનો જરા પણ દાવો ચાલી શકે એમ નથી. આપણો અધિકાર હોય તો તે એટલો જ છે કે એ ભગવાનની આજ્ઞાઓને દ્રષ્ટિ સમીપ રાખી માત્ર તેને અનુસરવાનો છે.

"સવી જીવ કરૂ સાસન રસી," એવી ઉદાર ભાવનાથી શરૂ થએલી ને આયુષ્યની છેલ્લી ઘડી સુધી ચાલુ રહેલી, જગતને મોક્ષનો કલ્યાણકારી માર્ગ બતાવનારી અનંત કૃપા, એ ભગવાન મહાવીરદેવની સર્વ શ્રેષ્ઠતાને સ્વાભાવિક રીતે જ સ્થાપિત કરે છે. આપણે એ મહાન પિતાના પુત્રો હોવાનો દાવો કરનારા પામર મનુષ્યો અંત્યજ અને ઉચ્ચ એવા જાતિભેદના વાડાઓ પોષી તિરસ્કાર અને અભિમાનની ભાવનાને શા સારૂ વીસ્તાર્યે જઇએ છીએ ? જે પ્રભુએ જંતુમાત્ર પ્રત્યે પોતાની કરુણા લંબાવી ભુતમાત્રનું કલ્યાણ વાંછ્યું, પ્રાણીમાત્રના કલ્યાણનો માર્ગ ભેદરહિતપણે બતાવ્યો તે પ્રભુને નામે આપણે કેટલા અનર્થ પ્રચારીશું ? એ પરમ પિતાની આજ્ઞા પ્રમાણે આપણે મન તો પક્ષી, પ્રાણી, જંતુ, અંત્યજ બ્રાહ્મણ અને સર્વ મનુષ્યમાત્ર સમાન હોવાં જોઇએ. સૌ પ્રત્યે 'આત્મવત્ સર્વ ભૂતેષુ'ની ભાવના દ્રઢ થવી જોઇએ છતાં આજનું આપણું વર્તન તેનાથી વિપરીત દિશાનું છે એજ ભગવાનને આપણે બરોબર સમજી શકયા નથી એમ બતાવી આપે છે. આપણે વીરને નામે વીરનાં વિરોધી મન્તવ્યોને આદર આપવામાં પણ મણા રાખી નથી ને એ રોગ એટલો જુનો થઇ ગયો છે કે તેને સમજવા જેટલી જીજ્ઞાસાવૃત્તિ—શોધક બુદ્ધિ પણ આપણામાં રહી નથી, યા તેનો લોપ થઈ ગયો છે. આ શિરશૂળની વાતનો કયાં જઇને પોકાર કરવો.

હે મહાનુભાવો, ભગવાન મહાવીરની ખરી જયંતિ ઉજવવા માટે તમારા અંતઃકરણમાં નિર્મળતા આવી હોય તો સંપ્રદાયનું, રૂઢિનું, વ્યવહારનું, મમત્વનું અને અભિમાનનું ખોટું બંધન તોડી, નમ્ર હૃદયે એ મહાપુરુષના જીવનનો અભ્યાસ કરો, અને તેને અનુસરો એ જ ભગવાન મહાવીરદેવની ખરી જયંતિ છે.

ભગવાન મહાવીરદેવ મ્લેચ્છ અને અનાર્ય દેશોમાં પણ વિચર્યા હતા, અને તેમના પછી પણ સાધુસમુદાય એવા પ્રદેશોમાં વિચરતો હતો એવા ઉલ્લેખો મળી આવે છે.

હેરોડોતસ નામનો યુનાની ઇતિહાસજ્ઞ કે જે ઇ. સ. પૂર્વે ૪૨૦ વર્ષ પહેલાં થએલ છે. તેણે એક સ્થળે હિન્દના અર્હન્તો માંસ ખાતા નથી એવો ઉલ્લેખ કરેલો છે. ટીબેટ,

જાપાન, અફઘાનિસ્તાન, કાબુલ, ઇરાન અને ચીન એ સઘળે સ્થળે ભગવાન મહાવીરનો અહિંસાવાદ સ્વીકારણીય થયો હતો, સન્માનને પામ્યો હતો, એ તે દેશોનાં પુસ્તકો અને બીજાં પ્રમાણોથી જણાય છે. આ બધું આપણને શું શીખવે છે? ભગવાને પોતાનાં મંતવ્યો, પોતાને પ્રાપ્ત થયેલું સત્ય એકજ કોઇ કોમને માટે હતું એમ નહોતુ માન્યું. જે અધિકારી હોય, જે સત્ય મેળવવાનો જિજ્ઞાસુ હોય એ સર્વેને માટે તેમનાં દ્વાર ખુલ્લાં હતાં.

ભગવાન મહાવીરદેવની પરમ દયાભાવનાની અસર તેમના સમસમયી પૂર્ણ કાશ્યપ, મંખલી ગોશાલ, અજિત કેશકંબલ, પકુધ કાત્યાયન, સંજયવેલાસ્થિપુત્ર અને બુદ્ધ વગેરે મહાપુરુષો ઉપર એટલી સરસ થઇ હતી કે તેઓનાં મંતવ્ય જુદાં જુદાં હતાં, તેઓ મહાવીરના પૂર્ણત્વને પહોંચ્યા નહોતા, છતાં દયાધર્મની ઘોષણા સૌએ સરખી રીતે જગતમાં પ્રસારવાનું કાર્ય કર્યું હતું. એ ભગવાનના પરમ સત્યને આજે આપણે વાડામાં ગોંધી રાખવાનું આદર્યું છે એ કેટલું વિપરીત અને દયાજનક છે! હવે વખત આવી પહોંચ્યો છે કે જે વખતે જેમણે આખા જગતના રોગનું ઔષધ આજથી અઢી હજાર વર્ષ થવાં જગતને જણાવ્યુ છે તે ભગવાન મહાવીરના પરમસત્યને જગત વ્યાપી કરવાનો પ્રયત્ન આદરવો જોઇએ. અને તે ભારતવર્ષમાં આજે ચાલી રહેલી અહિંસાની ઉપાસનાને અપનાવી લેવાથી જ થઇ શકશે એમ મને જણાય છે. ભગવાન મહાવીરની ખરી ઉપાસના પણ ત્યારેજ થઇ શકશે એમ તમે સૌને લાગે એ જ આજની મારી મનોવાચ્છના છે.

ત્યાર પછી શાહ વાડીલાલ મગનલાલે ભગવાન મહાવીરદેવની જયંતિના પ્રસંગ ઉપર બોલતાં જણાવ્યું કે અત્યારનો આપણો સમાજ ભગવાન મહાવીરના ઉપદેશથી કેટલો વિમુખ થઇ ગયો છે કે જેને લગભગ દરરોજ વિતરાગ પ્રવચન સાંભળવાનો પ્રસંગ મળતો હોવા છતાં કંસારાના ઘરના કબુતરની પેઠે કશી અસર જ ન હોય એવી દશા તેની થઇ રહી છે. આપણને નથી ખરી દેવ ઉપરની શ્રદ્ધા કે નથી સત્ય ગુરુ પ્રત્યેની શ્રદ્ધા. આજે તો આપણે સર્વસ્વ ગુમાવી બેઠેલા જુગારીની જેમ માલ વગરના મનુષ્ય બની રહ્યા છીએ. તેમાં જો આપણે સુધારો કરી ઉન્નત થવું હોય તો ભગવાન મહાવીરદેવના ખરા ઉપાસક થવાની જરૂર છે. તે જો આપણે સમજી જઇએ તો જ ખરી મહાવીરની જયંતિ ઉજવ્યાનો અર્થ સરી શકશે, વગેરે મનનીય વિવેચન કર્યા પછી તેમણે પોતાનું બોલવું પૂરૂં કર્યુ હતું.

ત્યારબાદ શ્રી. કેશવલાલ નગીનદાસે સૂરીશ્વરજીની આજ્ઞાથી નીચે પ્રમાણે વિવેચન કર્યુ

પૂજ્ય આચાર્ય મહારાજ! તથા મુનિ મહારાજો તેમજ સાધ્વી સમુદાય, વડીલ શ્રાવક સમુદાય અને માતાતુલ્ય ભગિનીઓ, આજે ભગવાન મહાવીરદેવની ૨૫૨૨મી જયંતિ ઉજવવાને આપણે એકત્ર મળ્યા છીએ તે પ્રસંગને હું જીવનનો ધન્ય પ્રસંગ માનું છું. તમે પણ સૌ માનો એમ મ્હારી ભાવના છે.

વર્તમાન સમયમાં ભારતવર્ષમાં જ નહિ પણ જગતના કેટલાયે દેશોમાં મહાત્મા ગાંધીજીને જગતના "તારણહાર" તરીકે માનવામાં આવે છે હું ભગવાન મહાવીર દેવને પણ ત્રિભુવનના તારણહાર માનું છું. ભગવાન મહાવીરદેવ ત્રિભુવનના તારણહાર શી રીતે છે તેના તથા જગતમાં અનંત માણસો જન્મ્યાં અને પંચત્વને પામ્યાં. તેમાં ભગવાન મહાવીર દેવનો જ જન્મદિવસ જગતને માટે આટલો અગત્ય શા માટે ધરાવે છે, તેના સંબંધમાં આજે હું તમારી સમક્ષ બે શબ્દો રજુ કરવા ચાહું છું.

જગતનો કોઇપણ માણસ એવું ચાહનાર નથી સાંભળ્યો કે જેને શાન્તિ જોઇતી નથી. જગતની સર્વ પ્રજાઓ અનંત કાળથી શાન્તિ મેળવવા માટે ભગીરથ પ્રયત્ન કરી રહી છે. પણ તેમણે જે હથીઆરો—સાધનો—થી શાન્તિની શોધ આદરી છે તે સાધનોથી આજ સુધીમાં કોઇને પણ શાન્તિ મળી હોય એવું જાણવામાં આવ્યું નથી પણ જે શાન્તિને માટે સમસ્ત દુનિયા અનંત કાળથી પ્રયત્નો કરી રહી છે તે શાન્તિ મેળવવાનો માર્ગ ભગવાન મહાવીરદેવે આજથી અઢી હજાર વર્ષ પહેલાં જગતને પહેલવહેલો બતાવ્યો હતો, એ એમના જીવનની મોટામાં મોટી મહત્તાનો પ્રસંગ છે. ભગવાન મહાવીરદેવના પણ પહેલાં શું બની રહ્યું હતું તેનો આપણે આ પ્રસંગે વિચાર કરવો પડશે, કે જેથી ભગવાન મહાવીરદેવે કેટલી વિકટ પરિસ્થિતિમાં શાન્તિના પરમ ઔષધનો પ્રકાશ કર્યો હતો તેની આપણને સમજ પડે.

જૈનેતર સમાજમાં એવી માન્યતા છે અને પ્રસિદ્ધ ગીતાજીમાં જણાવ્યું છે કે,

પરિત્રાણાય સાધુનાં વિનાશાયઃ ચદુષ્કૃતામ,
ધર્મસંસ્થાપનાર્થાય, સંભવામી યુગે યુગે,

જ્યારે જ્યારે સાધુચરિત સરળહૃદયી સમાજનું પીડન થાય છે, ધર્મને નામે, અધર્મ ચાલે છે, તેમજ અધર્મનો અને અન્યાયનો ભાર વધી જાય છે ત્યારે ત્યારે દુષ્કૃત્યોનો—અધર્મનો નાશ કરવા અને સત્ય ધર્મની સ્થાપના કરવા કોઈ દૈવી પુરુષ દરેક યુગમાં અવતાર ધારણ કરે છે.

આપણે (જૈનો) સંસારથી મુક્ત થએલા મહાપુરુષનું જગતમાં પુનઃ આગમન થાય છે એવી માન્યતાને અગત્ય આપતા નથી, પણ એ જ માન્યતા બીજે સ્વરૂપે સ્વીકારીએ છીએ ખરા. જ્યારે જ્યારે જૈનત્વની જર્જરિત અવસ્થા થાય, શાસન પ્રત્યેનું લોકોનું બહુમાન ઘટે ત્યારે ત્યારે સનાતન સત્ય એવો જે વિતરાગ દેવનો માર્ગ પ્રવર્તાવવા સારૂ તીર્થંકર ભગવાનનો જન્મ થાય છે. અને તેવી રીતે થનારા જન્મપ્રસંગથી દેવો, દાનવો અને મનુષ્યો હર્ષથી દુઃખમુક્ત થયાનો આનંદ અનુભવે છે.

પ્રાર્શ્વનાથ ભગવાનના નિર્વાણ પછી અઢીસોજ વર્ષના ટુંકા ગાળામાં ભગવાન મહાવીરદેવનો જન્મ થવામાં સ્વાભાવિક રીતે જ કાઇક સબળ કારણ હોવું જોઇએ એમ મ્હને લાગે છે. એ વખતનો ઝાંખો ઝાંખો પણ સમાજના વ્યવહારનો જે ઇતિહાસ મળે છે તે ઉપરથી જણાય છે કે ભગવાન પ્રાર્શ્વનાથના નિર્વાણ પછી આર્યાવર્તમાં બ્રાહ્મણોનો દોર એટલો બધો જામી ગયો હતો કે જેથી મહાહિંસાનાં કાર્યો ધર્મને નામે ઉઘાડે છોગે કરવામાં આવતાં હતાં. નરમેધ અને અશ્વમેધ જેવા ભારે અને સામાન્ય પશુઓનાં બલિદાન આપવા જેવા નાના નાના યજ્ઞોનો તો કાંઇ હિસાબજ નહોતો. માત્ર બ્રાહ્મણોની જ પૂજા કરવી એ જીવનના સાફલ્યનો માર્ગ ગણાવવામાં આવતો હતો. ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર સર્વની બ્રાહ્મણોની ગુલામી કરવા જેવી સ્થિતિ થઈ પડી હતી. ત્યાગ અને વૈરાગ્યને કાંઇ પણ સ્થાન ન હતું. ભોગ અને વિલાસ એજ એ વખતના લોકોનો સામાન્ય વ્યવહાર હતો. આ પરિસ્થિતિમાં જગતને સત્યધર્મ બતાવનાર કોઇ મહાપુરુષની જરૂર હતી, અને તે જરૂર ભગવાન મહાવીરના જન્મથી પૂરી થઇ.

જેઓને વિતરાગના નિર્મળ માર્ગની ખબર નહોતી તેઓ

आततायीन मायान्तं, हन्या देवा विचारयन्

" જે કોઇ આતતાયી હોય, તેને કાંઇ પણ શંકા કર્યા વિના ઠાર મારવો " એવી વૈદિક ધર્મની માન્યતા ને અનુસરવામાં જ જગતનું શ્રેય અને શાંતિ જોતા હતા પણ તે કેટલું ભયજનક હતું, અને તે માન્યતાથી જગતમાં કેટલો અનર્થ થયો છે તેનો વિચાર ખાસ કરીને કરવા જેવો છે.—શ્રી રામચંદ્રે રાવણને મારી, કૃષ્ણચંદ્રે કંશ અને જરાસંધને મારી, પાંડવોએ કૌરવકુળનો સંહાર કરી મહાભારતના યુદ્ધમાં અઢાર અક્ષૌહીણી સૈન્યનો સંહાર કરાવી કોઇએ શાન્તી મેળવી હતી એમ કોણ કહેશે ? વેરથી વેર શમે. જગતમાં શાન્તિનું સ્થાપન થાય એવું કદી પણ બન્યું નથી એટલા જ માટે હજારો રક્તપાત નજરે નિહાળી ત્રાસી ગએલા જગતને ભગવાન મહાવીરદેવનો—

અક્કોધેન જિને ક્રોધ, અસાધુ સાધુના જિને
જિને કદરિયં દાનેન, સચ્ચેનાલિકવાદિનં,

અક્રોધથી ક્રોધને જીતવો, અસાધુને સાધુત્વથી જીતવો, કૃપણને દાનથી જીતવો અને અસત્ય ભાષણ કરનારને સત્યથી જીતવો, એવો પરમ ઉપદેશ અપૂર્વ શાન્તિ આપનાર થયો છે, એમ સૌ કોઇને કબૂલ કર્યા વગર છુટકો નથી.

જેઓએ પોતાનું અભિમાન છોડી ભગવાન મહાવીરદેવના સત્ય અને પરમ શાંતિકારક ઉપદેશને સ્વીકાર્યો છે, તેને અનુસર્યા છે તેઓએ પરમ શાંતિનો અનુભવ જરૂર કર્યો છે. જેઓ તેનાથી દૂર ને દૂર રહ્યા છે એમને આજે પણ અનેક વિધ પ્રયત્ને પણ શાંતિ સાંપડતી નથી એ જગતથી અજાણ્યું નથી.

ભગવાન મહાવીરના સમયમાં બ્રાહ્મણશાહીનો દોર કેટલો હતો તેનો ખ્યાલ આપવા તેના સંબંધમાં થોડા દાખલા હું તમારી સમક્ષ રજુ કરૂં છું. મનુસ્મૃતિ નામનો વ્યાવહારિક નીતિ દર્શાવતો એક ગ્રંથ છે, તેમાં બ્રાહ્મણોએ હિંસાને ધર્મ મનાવેલો તેના કેટલાક દાખલા આ પ્રમાણે છે.

(૧.) પિતૃઓનું માસિક શ્રાદ્ધ પ્રશસ્ત માંસ દ્વારા કરવું જોઇએ. ( ૧૨૩. અ. ૩ ).

(૨.) પિતૃગણ મત્સના માંસથી બે મહિના સુધી તૃપ્ત રહે છે. હરણના માંસથી ત્રણ મહિના સુધી, ઘેટાના માંસથી ચાર મહિના સુધી, બકરાના માંસથી છ મહિના સુધી, ચિત્ર મૃગના માંસથી સાત મહિના સુધી, હરણ (એણ)ના માંસથી આઠ મહિના સુધી, વરાહ અને પાડાના માંસથી દશ મહિના સુધી, અને સસલા તથા કાચબાના માંસથી અગીયાર મહિના સુધી તથા ઘરડા બકરાના માંસથી બાર વરસ સુધી તૃપ્ત રહે છે. અને વળી રાતા બકરા તથા ગેંડાના માંસથી પિતૃગણ અનંત કાળ સુધી તૃપ્ત રહે છે. (૨૬૮, ૨૬૯, ૨૭૦, ૨૭૧, ૨૭૨. અ. ૩).

(૩) બ્રાહ્મણોએ યજ્ઞને માટે પ્રશસ્ત મૃગો (વન્ય પશુ) અને પક્ષિઓનો વધ કરવો. (૨૨)

(૪) જે માનવ નિયુક્ત એટલે શાસ્ત્રીય વિધિવાળું માંસ ન ખાય તેને એકવીશ વાર પશુનો અવતાર આવે. (૩૫)

(૫) બ્રહ્માએ પોતે જાતેજ યજ્ઞને માટે પશુઓ સરજેલાં છે; માટે યજ્ઞીય વધ તે અવધ છે, " તસ્માદ્ યજ્ઞે વધોઽવધ " (૩૯)

(૬) યજ્ઞને માટે વિનાશ પામતાં, ઓષધિઓ, પશુઓ, વૃક્ષો તિર્યંચ જીવો અને પક્ષિઓ—એ બધાં સદ્ગતિ મેળવે છે. પ્રાપ્નુવન્તિ ઉત્સૃન્તઃ પુનઃ (૪૦)

(૭) એ બધાં કામ માટે પશુઓને મારતો વેદજ્ઞ બ્રાહ્મણ પોતાને અને પશુને ઉંચી ગતિએ લઈ જાય છે. (૪૨)

(૮) વેદ વિહિત હિંસા અહિંસાજ છે. કારણકે વેદમાંથી જ ધર્મ નીકળ્યો છે. (૪૪ અ. ૩)

(૯) જે કાંઇ જગતમાં (ધન વગેરે) છે તે બધુંય બ્રાહ્મણનું છે. (૧-૧)

(૧૦) જે કાંઈ બ્રાહ્મણ ખાય છે, પહેરે છે, ઓઢે છે અને દે છે, તે ગમે તેનું હોય પણ બ્રાહ્મણનું જ છે, કારણકે બ્રાહ્મણની દયાથી બીજાઓ પળે છે. (૧૦૧ અ-૧)

(૧૧) સો વર્ષનો ક્ષત્રિય પણ વીસ વર્ષના બ્રાહ્મણને માન આપે. (૧૩૫ અ. ૨)

(૧૨) રાજાએ વિજ્ઞ બ્રાહ્મણની પૂજા કરવી અને તેની આજ્ઞામાં રહેવું. (૩૭ અ. ૭)

(૧૩) જે બ્રાહ્મણ ક્રીયાહીન છે, બ્રાહ્મણ બ્રુવ છે, તેને પણ દાન દેવાથી બમણું ફળ મળે છે. (૬૫. અ. ૭)

(૧૪) રાજા મરતો હોય તો ભલે પણ તેણે શ્રોત્રિય બ્રાહ્મણ પાસેથી કર ન લેવો. (૧૩૩ અ. ૭)

(૧૫) જે માત્ર નામનો જ બ્રાહ્મણ છે—બ્રાહ્મણ બ્રુવ છે તે પણ રાજાને ધર્મોપદેશ દઇ શકે છે, પણ શૂદ્ર તો નહિ જ. (૨૦ અ. ૮)

(૧૬) ગમે તેવાં પાપોમાં રહેલા બ્રાહ્મણને હણવો નહિ પણ તેની બધી દોલત સહિત દેશપાર કરવો. (૩૮૦ અ. ૮)

(૧૭) બીજા વર્ણોનો પ્રાણાંતિક દંડ વધ છે અને બ્રાહ્મણનો પ્રાણાંતિક દંડ માત્ર મુંડન છે. (૩૭૯ અ. ૮)

(૧૮) અભણ કે ભણેલો બ્રાહ્મણ મહતી દેવતા છે. (૩૧૭ અ. ૯)

(૧૯) જો કે બ્રાહ્મણો અનિષ્ઠ એવાં સર્વ કર્મોમાં વર્તતા હોય તો પણ તે સર્વ પ્રકારે પૂજ્ય છે, કારણકે એઓ પરમ દૈવત છે. (૩૧૯ અ. ૯)

(૨૦) ધાર્મિક રાજાના રાજ્યમાં યજ્ઞની પૂર્ણતા માટે બ્રાહમણ પોતે વૈસ્ય વા શૂદ્ર પાસેથી પશુ વગેરેને બળાત્કારે પણ લઇ શકે છે. (૧૧. ૧૩. અ. ૧૧)

(૨૧) ઋગ્વેદને ધારણ કરતો બ્રાહ્મણ જો ત્રણે લોકને ખાઇ જાય તો પણ તે પાતકી થતો નથી. (૨૬૧ અ. ૧૨)

(૨૨) શૂદ્રને તો બ્રહ્માએ બ્રાહ્મણની સેવા (દાસ્ય) માટે જ સરજેલો છે, માટે તેની પાસે વેચાતુ કે મફત કામ જ કરાવ્યા કરવું. (૪૧૩ અ. ૮)

(૨૩) સમર્થ એવા શૂદ્રે ધનનો સંચય કરવોજ નહિ કારણકે ધનવાન શૂદ્ર બ્રાહ્મણોને પીડા કરે છે. (૧૨૯ અ. ૧૧)

(૨૪) શૂદ્રનું વિશિષ્ટ કર્મ તો વિપ્રની સેવાજ છે. (૧૨૩ અ. ૧૦)

(૨૫) સેવાના બદલામાં શૂદ્રને એઠું અન્ન, જુનાં કપડાં, જુનાં ગોદડાં ગાભા, કોદરા, બંટી તથા ધાન્યનાં ફોરાં દેવાં. (૧૨૫ અ. ૧૦)

(૨૬) બ્રાહ્મણ પ્રતિ આક્રોશ કરનારો શૂદ્ર વધ કરવા લાયક છે. (૨૬૭ અ. ૮)

(૨૭) બ્રાહ્મણ પ્રતિ વાણી દ્વારા આક્રોશ કરનારા શૂદ્રની જીભ કાપી નાખવી. (૨૭૦ અ. ૮)

(૨૮) બ્રાહ્મણ પ્રતિ નામ અને જાતિ દ્વારા અભિદ્રોહ કરતા શૂદ્રના મોઢામાં ધગધગતો દશ આંગળનો લોઢાનો ખીલો નાખવો. (૨૭૧ અ. ૮)

(૨૯) જો કોઈ શૂદ્ર ધર્મપૂજક બ્રાહ્મણને શિખામણ દેવા નીકળે તો તેના મોઢામાં અને કાનમાં ઉનું ઉનું તેલ રેડવું. (૨૭૨ અ. ૮)

(૩૦) જો કોઈ શૂદ્રને ધર્મ કહે, વ્રત આદિશે તે તેની સાથે જ અસંવૃત નામના નર્કમાં બૂડે છે. (૮૧ અ. ૪)

(૩૧) શૂદ્ર તો શૂદ્રાને જ પરણી શકે. બ્રાહ્મણ બ્રાહ્મણી, ક્ષત્રિયાણી વૈશ્યા અને શૂદ્રા એ બધાંને પરણી શકે. (૧૩ અ. ૩)

(૩૨) શૂદ્રનું નામ સુદ્ધાં નિંદાવાચક ઘૃણા ઉપજે એવું રાખવું. દીન, દાસ, વગેરે. (૩૧ અ. ૨)

(૩૩) કોઈ પણ જાતની ભ્રાંતિ કે શંકા રાખ્યા સિવાય બ્રાહ્મણ શૂદ્રનું ધન લઈ શકે છે કારણકે શૂદ્રનું ધન હોઈ શકતું જ નથી, એનું ધન એના માલીકનું જ લેખાય છે. (૪૧૭ અ. ૮)

ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને રાજા પણ જાણે કાંઈ હોય જ નહિ એવું માનનારા બ્રાહ્મણોના ઘમંડ નો વિસ્તાર જે વખતે અતિશય થયો હતો, અને દરેક કોમને તેમના આશ્રિત જ રહેવું પડતું હતું. તે સ્થિતિમાંથી સિદ્ધાર્થ રાજા અને વર્ધમાનકુમાર બચી શક્યા હોય એમ મને લાગતું નથી, અને ત્રીશ વર્ષના ગૃહસ્થાશ્રમમાં આવા ઘણાએ કડવા અનુભવોએ પ્રભુને ત્યાગધર્મ તરફ પ્રેર્યા હોય, અને બ્રાહ્મણોના દોરમાં સર્વ વર્ગ પીડાઈ રહ્યો હતો, તેનું નિવારણ કરવા ત્યાગ અને આપભોગ એજ સાચું કર્તવ્ય છે એમ એ મહાન જ્ઞાનવાન પ્રભુને સમજાયું હોય એમાં કશું અસ્વાભાવિક લાગતું નથી. પ્રભુના હૃદયમાં કર્તવ્ય અદા કરવાની આગ તે વખતની સ્થિતિના અનુભવથી એટલી પ્રજ્વલિત થઈ હોવી જોઈએ કે તેણે જ લોકાંતિક દેવોની ગરજ સારી હોય તો તેમાં નવાઈ ન ગણાય.

ભગવાન ચારિત્ર્ય ગ્રહણ કરી સત્યની શોધમાં વિહાર કરતા ફરતા હતા ત્યારે એક ગામમાં પ્રાર્શ્વનાથ પ્રભુની પરંપરાના સાધુસમુદાયનું અસ્તિત્વ હોવાનો કલ્પસૂત્રમાં એક ઉલ્લેખ છે. આ ઉપરથી જણાય છે કે પાર્શ્વનાથ ભગવાનના શિષ્યોના તે વખતના સમાજ ઉપર ધ્યાન ખેંચે એવો પ્રભાવ પડ્યો હોય એમ જણાતું નથી. અને તેનું કારણ બ્રાહ્મણોનું અતિ જોર હોવાનું અગર તો શિષ્યવર્ગ ગુફાઓમાં અને અરણ્યોમાં વધારે ભાગે રહેતો હોવાનું પણ હોય, એમ માની શકાય. આ બધીયે પરિસ્થિતિ ભગવાનના જન્મપ્રસંગનું અત્યંત ગૌરવ ઉત્પન્ન કરતી હોય એમ મને જણાય છે. કારણકે કેટલી ભયંકર અને વિકટ પરિસ્થિતિમાં એ મહાપ્રભુએ મહાભિનિષ્ક્રમણ કરી સત્યની શોધ પાછળ પોતાનું જીવન સર્વસ્વ રેડ્યું, એ આજે પણ જનસમૂહના હૃદયની પવિત્ર લાગણીઓને હલમલાવી મૂકવાને માટે પૂરતું છે. દેવોનાં ટોળેટોળાંઓના દેખાવથી કે ચમત્કારી પ્રસંગોથી પ્રભુના ગૌરવની વિશેષતા ગણાવવાના જે પ્રયત્નો થયા છે તેમાં મને કંઈ વિશેષ લાગતું નથી. એમાં તો ઉલટું મને ભગવાન મહાવીરની સ્વશક્તિની ઉણપ મનાવવા જેવું દેખાય છે ને તેથી એ બન્યું હોય અગર ન બન્યું હોય તે માટે મને તો તટસ્થતાજ ધારણ કરવી ઉચિત સમજાય છે.

ભગવાન મહાવીરદેવે મહાભિનિષ્ક્રમણ કરી છેવટનું સત્ય પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ઉપદેશ આપ્યા નહિ, મૌનજ સેવ્યું, ઉંઘ લીધી નહિ અને બાર વર્ષના લાંબા ગાળા માટે ભાગે ઉભાં ઉભાંજ પુરો કર્યો, અને 'લોગસ્સેસણંચરે' એ પદની સાર્થકતા કરતાં ભગવાન લોકોના પ્રચલિત માર્ગને જરાપણ અનુસર્યા નહિ, પણ લોકોત્તર—કોઇને પણ નહિ અવગત થએલા—એવા માર્ગનું અનુસરણ કર્યું, અને કેવળ સર્વ પ્રકારે આત્માની ઉન્નતિ—વિકાસ કરવાના હેતુથીજ ઘોર તપશ્ચર્યા કરી અને સત્ય પ્રાપ્ત કરતાં ઉપસ્થિત થયાં એટલાં સર્વ વિઘ્નો અને ઉપસર્ગોને પ્રેમપૂર્વક અપનાવી લીધા.

આજે તપશ્ચર્યાને નામે આપણે વિલાસનાં અને તપસ્વીઓની સેવાને બહાને વિધવિધ પ્રકારનાં જે સાધનો સજાવવાં માંડ્યાં છે એવાં કશાં પણ સાધન, સગવડ કે આધાર વગર ભગવાને પરિસ્થિતિનું શરણું લઇ અડગ આત્મનિષ્ઠા પ્રતિપાદન કરી, અને જગતને શુદ્ધ સત્યાગ્રહનો પાઠ આપ્યો અને આ બધું શાન્તિ મેળવવાને માટે જગત જે સાધનોથી પ્રયત્ન કરી રહ્યું છે અને તેથી અશાન્તિ વધવા સિવાય કશું પરિણામ આવ્યું નથી, તે સર્વ પ્રકારની અશાન્તિનો પહેલાથી નાશ કરી અખુટ શાન્તિ મેળવવા માટે એ મહાપ્રભુએ સહ્યું.

સ્વતંત્રતા આપ્યા સિવાય સ્વતંત્રતા મેળવી શકાતી નથી, એ સૂત્રના પ્રભુએ સંપૂર્ણ અંશે પોતાના જીવનમાં અમલ કરી બતાવ્યો છે. શરીર ઉપર ભક્તિભાવથી વિલેપન થએલા ગોશીર્ષચંદન જેવા અત્યંત સુગંધી પદાર્થોને લીધે ચુંટી ખાઇ જાય એવા ભમરાઓ, મચ્છરો, ચાંચડો અને ડાંસોનો એટલો હલ્લો ભગવાન ઉપર થએલો કે જે અસહ્ય ગણાય, તોપણ ભગવાને એવાં દુઃખ દેનાર જંતુઓને હાથના સ્પર્શથી ખસેડવા જેટલો પણ પ્રયત્ન કર્યો નહિ. પણ એમને પ્રિય છે, તો એ ભલે એમ કરે, મને પ્રિય છે તેનું ચિંતવન હું કર્યા કરૂં, એવી ભાવનામાંજ સ્થિર રહેવું તેમણે પસંદ કર્યું, અને પ્રાણીમાત્રને અવિચ્છીન્ન સ્વતંત્રતા ભોગવવા દઇ સ્વતંત્રતાની તીવ્ર લગની પ્રગટ કરી. ગોવાળીઆઓના, ચંડ કૌશિકના, અને સંગમના પ્રચંડ ઉપસર્ગોમાં પણ પ્રભુ દુઃખનો લગીરે ખ્યાલ લાવ્યા વગર કરુણાથી આર્દ્ર થઇ ગયા, અને વિરોધ કરનાર કે સેવા કરનાર કોઇનીયે ઉપર પ્રીતિ કે દ્વેષ લાવ્યા વગર પ્રભુએ જગત પ્રત્યે કેવળ પ્રેમનાંજ આંદોલનો ફેલાવ્યાં, અને ઘાતકીમાં ઘાતકી પ્રાણીઓનાં સ્વાભાવિક વેર પણ નષ્ટ થઇ જાય એવા અતિશય પ્રાપ્ત કર્યા, અને રાજવૈભવ છોડનાર પ્રભુએ કદી પણ ચલીત ન થાય એવું વિશ્વનું સામ્રાજ્ય આત્માના પ્રબળ પુરૂષાર્થ વડે પ્રાપ્ત કર્યું:—

ચોવીશે તીર્થંકરોમાં ભગવાન મહાવીરનું જીવન અતિશય ગૌરવશાળી ગણવામાં આવ્યું છે, એમાં કંઇ પણ અતિશયોક્તિ હોય એમ મને લાગતું નથી.

ભગવાન મહાવીરને થએલા ઉપસર્ગોનો વિચાર કરતાં ગમે તેવા કઠોર દિલના માણસનું હૃદય પણ દ્રવી જાય એમ છે. આટલા આટલા ઉપસર્ગ, અઢાર અઢાર દેશના રાજાઓના પુત્રો જેમની સેવામાં હાજર રહેતા હતા એવા પ્રસિદ્ધ પુરુષને થાય એનાં કારણ જણાવવામાં આવે છે તેથી કાંઇ જુદાં જ હોવાં જોઇએ એમ મને સમજાય છે. મને તેથી હમણાં બનેલો એક પ્રસંગ યાદ આવે છે.

બ્રિટિશ પાર્લામેન્ટમાં એક વખત હિન્દની રાજદ્વારી ચળવળના સંબંધમાં ચર્ચા ચાલેલી. તે પ્રસંગે કર્નલ વેજ નામના એક સભાસદે, મહાત્મા ગાંધીજીની અહિંસાની ભાવના પ્રત્યે

શંકા કરતાં કહેલું કે એ ગાંધીને કેરોસીન છાંટી હું જીવતો સળગાવું અને જોઉં કે તે કેટલો અહિંસાવાદી છે. આ દૃષ્ટાંત શું મહાવીરના જમાનાની પ્રતિકૃતિ ન હોય? મને લાગે છે કે જે વખતે સમાજ ધર્મવિમુખતાને લીધે જડ થઈ ગયેલો હતો, હિંસા એજ ધર્મ એવી વ્યાપક માન્યતા ચાલુ હતી, અને બ્રાહ્મણોનો અત્યંત દોર હતો, એ સમયમાં ભગવાને જગતને સત્ય ધર્મ બતાવવાનું શરૂ કર્યું હોય, તેનો શું જેવો તેવો વિરોધ ઉઠ્યો હશે. આજે સમાજની કે સાધુ સંપ્રદાયની નાની નાની નબળાઇઓ પણ બહાર મુકવાની કોશીશ થાય છે, તો તે સામે એકદમ વિરોધ પ્રગટી ઉઠે છે. તો તે વખતે કે જ્યારે અત્યારના કરતાં પણ ઘણું જડ વાતાવરણ હતું ત્યારે જબરદસ્ત વિરોધ ઉઠ્યો હોય એમાં શું નવાઈ જેવું છે? આનું પરિણામજ ભગવાનને થએલા ઘોર પરિસહોનું એક કારણ હોય એમ મને જણાય છે.

ગમે તેવાં દુઃખો કે યાતનાઓથી સત્યને દબાવી શકાતું નથી, એવો સુંદર પાઠ ભગવાને જાતિભોગ આપી, શુદ્ધ સત્યાગ્રહ કરી બતાવી. જગતને અઢી હજાર વર્ષ થયાં આપ્યો છે. પણ સાત વખત કલ્પસૂત્ર સાંભળી મોક્ષ મેળવવાની લાલચમાં પડેલા આપણે એ મહાપ્રભુના જીવન માટે કયારે કશોયે વિવેકપૂર્વક વિચાર કરીએ છીયે કે જેથી એ પ્રભુએ બતાવેલો સન્માર્ગ જીવનમાં ઉતારવાનું આપણને સૂઝે!

મહાપુરુષ ઓળખાવા જોઇએ એટલા જલદી ઓળખી શકતા નથી. ખરો અધિકારી જ મહાપુરુષને ઓળખી શકે છે. આ માન્યતાને ખરી સમજીએ તો ભગવાન મહાવીરદેવને તેઓ કેવળજ્ઞાન ભાસ્કર થયા ત્યાં સુધીમાં પણ કોઈ ઓળખી શક્યું હોય એમ મને જણાતું નથી. અને પ્રભુનો પહેલો ઉપદેશ કોઇએ સાંભળ્યો નહિ—કોઈ સાંભળવા આવ્યું નહિ એથી તે સાબીત થતું જણાય છે.

ભગવાને પોતાને મળેલા સત્યનો ઉપદેશ આયુષ્યની છેલ્લી ઘડી સુધી જગતને આપ્યો અને જેમણે તેને મુમુક્ષુ વૃત્તિથી ઝીલ્યો, તેઓ પરમ શક્તિને મેળવી શકયા. આજે આપણે એ ત્રિભુવનના તારણહારના જીવનમાંથી શું ગ્રહણ કરવા ઇચ્છીએ છીએ તેનો વિચાર કરવાની જરૂર છે.

ભગવાન મહાવીરદેવના નિર્વાણકાળને આજે ૨૪૫૦ વર્ષ થયાં છે, તેટલા કાળ દરમ્યાન જગતમાં ઘણી ઉથલપાથલો થઇ ગઈ છે. અને તેમણે બતાવેલા માર્ગને નમાલો ગણી પાછી 'આતતાયી ન માયાન્તં હન્યા દેવા વિચારયન્'ની માન્યતાનો છુટથી પ્રયોગ થઇ પણ ચૂકયો છે. છતાં આજે જગતની શાન્તિતરસી પ્રજાઓમાં શાન્તિનું સ્થાપન થઈ શકયું નથી.

મહાન પ્રતાપી અશોકને " નહિ વેરેન વેરાની " વેરથી વેર શમતું નથી એ સૂત્ર ઘણા કડવા અનુભવે સમજાયું હતું, એ અત્યારે મળતા તેમના ઘણાયે શીલાલેખો ઉપરથી જોઈ શકાય છે. પણ તે પછીના કાળમાં પાછી આતતાઇને કાંઇ પણ વિચાર કર્યા વગર ઠાર મારવાની નીતિનું જોર વધ્યું હતું, એમ હિન્દનાં રાજ્યોમાં પરસ્પર થએલી લડાઇઓના ઇતિહાસ ઉપરથી જોઈ શકાય છે. જાપાન, જર્મની, રૂશીયા અને ઇતર સર્વ દેશોની પ્રજાઓએ પણ શાન્તિ મેળવવા માટે સંખ્યાબંધ લડાઇઓ લડી છે. પણ આજે તે સર્વ પ્રજાઓ એટલી મુંચવાડામાં પડી છે કે તેમને શાન્તિ મેળવવાનો કશો રસ્તો સૂઝતો નથી. હિંદની પ્રજા ગુલામીમાંથી છુટવા માટે અને અન્ય પ્રજાઓ બીજાઓને ગુલામીમાં લાવવા માટે

પ્રયત્નો કરી રહી છે. પણ આજ સુધી વ્યાપી ગએલા રોગનું સાચું ઔષધ કોઇને જડયું નથી. એવો આજે આખા જગતને અનુભવ થયો છે.

આવી અંધકારમય સ્થિતિમાં અઢી હજાર વર્ષ પછી પાછું -

નહિ વેરેન વેરાની, સમ્મન્તીધ કદાચનં
અવેરેનેવ સમ્મન્તી, એસ ધમ્મો સનન્તનો

વેરથી વેર શમતુ નથી, પણ વેર પ્રેમથી શમે છે, અને એજ સનાતન ધર્મ છે. શાન્તિ મેળવવા માટે સાચું એજ ઔષધ છે, એ સૂત્રનો પ્રકાશ આખા જગતની સન્મુખ આજે મહાત્મા ગાંધીજીએ પાછો મૂકયો છે, અને મહાવીરનો એ ઉપદેશ નમાલો નહિ પણ જગતને કલ્યાણનો માર્ગ બતાવનારો પુરુષાર્થશાળી સાચો માર્ગ છે, એમ જગતને વળી સંભળાવ્યું છે. જગત તેનો સ્વીકાર કરશે ને તે પ્રમાણે વર્તશે તો ખરી શાન્તિ મેળવશે એમાં કશી શંકા નથી.

મહાત્મા ગાંધીજીને સાચા ધર્મની ચીંતવના કરતાં એક વખત એવો આવેલો કે જે વખતે તેઓ ખ્રિસ્તીધર્મ અંગિકાર કરવાની તૈયારીમાં હતા. પણ તેમની અત્યંત ધૈર્યવૃત્તિને લીધે તેઓશ્રીએ શ્રીમદ્ રાજચંદ્ર કે જેઓ જૈન સમાજમાં એક સમર્થ મહાપુરુષ થઇ ગયા છે, તેઓને હિંદુ ધર્મને માટે પોતાને થએલી અશ્રદ્ધા જણાવી અને તેના ખુલાસા મેળવ્યા. પરિણામે તેઓ આજે ચુસ્ત હિંદુધર્મી બન્યા છે. કોઇપણ મત કે પંથ તરફ પક્ષપાત બતાવ્યા વગર સત્યની શોધમાં તેઓની આજની પ્રવૃત્તિ છે. એ મહાપુરુષ પોતાને વૈષ્ણવ કહેવડાવે છે. માટે તેઓ જૈન નથી, તેમનામાં જૈનત્વ નથી. એવી મૂર્ખાઇભરી માન્યતા આપણાથી શી રીતે સ્વીકારાય ?

દુનીઆભરમાં જ્યાં જ્યાં જૈનત્વ છુપાયું હોય ત્યાં ત્યાંથી તેને બહાર લાવી, તેને પોગી સારી દુનીઆને તેનો પરિચય કરાવવો એ ખરી જૈનત્વ પ્રત્યેની ભક્તિ ગણાય—

"ગુણાઃ પુજા સ્થાનં ગુણીષુ નચ લીંગં નચ વયઃ" લીંગ કે વેષ ગમે તે હોય પણ સત્ય ધર્મનું આચરણ હોય તો તે પૂજવાને યોગ્ય છે, એમ આપણે કહીએ છીએ અને એને મોક્ષ પ્રાપ્ત કરવાનો અધિકાર છે, એવી આપણી માન્યતા છે તો ભગવાન મહાવીરના,

'ધમ્મો મંગલં મુક્કિટં અહિંસા સંજમો તવો.'

અહિંસા, સંયમ અને તપરૂપ મહા મંગલકારી ધર્મનું જેમનું મનસાવાચાકર્મણા અહર્નિશ આચરણ છે અને જેમની બરોબરી કરી શકે એવો એક પણ શ્રાવક કે સાધુ અત્યારે શોધ્યો જડે એમ નથી. એવા મહાત્મા ગાંધીજીની પ્રવૃત્તિથી વિમુખ રહી આપણે ભગવાન મહાવીરના કલ્યાણકારી સંદેશાને શી રીતે ઝીલી શકવાના છીએ ? એમ કરવામાં એ મહાન માનવની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાપણું નથી શું ?

રત્ન ગમે તે ઠેકાણે પડયું હોય તો તે લેવું એવી નીતિ છે.

ગમે તેવી અશુચીમાં જિનીઓ કે રત્નો પડયાં હોય તો આપણે લઇ લઇએ, ગમે તેવી ખરાબ જગ્યામાં ધનનો ઢગલો હોય તો આપણે જતો ન કરીયે, ત્યારે મનુષ્યમાત્રના કલ્યાણનો મંગળકારી માર્ગ જેમણે જગતને આજે બતાવ્યો છે તે પરમ પુરુષ મારફતે થતા જૈનત્વના પ્રચારનો સ્વીકાર શા સારૂ આપણે નથી કરતા ? શું મહાત્મા ગાંધીજી પોતાને વૈષ્ણવ કહેવરાવી એવો ઉપદેશ આપે છે માટે એમાં આપણી વિમુખતા છે ? ભગવાન મહાવીરદેવની

એમાં ચોકખા અવગણુના થતા હોય એમ મને દેખાય છે. જૈનત્વને જગતવ્યાપી કરવું હોય તો એ પુણ્ય પુરુષના પ્રવાહને ઓળખી તેનું ગૌરવ કરો, ને તેને અનુસરો એજ મહાવીર પ્રત્યેની ભક્તિ છે.

પક્ષપાતો નમે વિરે, નદ્વેષ કપિલાદિષુ
યુક્તિ મત વચનં યસ્ય, તસ્ય કાર્યં પરિગ્રહઃ

ભગવાન હરિભદ્રસૂરીની આ માન્યતા શું બતાવે છે? જૈનત્વની ઉદ્દઘોષણા ગમે ત્યાંથી થતી હોય તો તેને અનુમોદવી એ આપણું કર્તવ્ય હોવું જોઇએ. આજે આપણે સત્ય ધર્મ ને સત્ય માર્ગથી વિમુખ બન્યા છીએ. સત્યને અનુસરવાને બદલે મતાગ્રહી થયા છીએ, અને ખુદ મહાવીર પણ આજે આપણી સમક્ષ આવે તો આપણે તેમને માનીએ નહિ એવી આપણી મનોવૃત્તિ જડ બની ગઇ છે.

ભગવાન મહાવીરના પુત્ર હોવાનો આપણો દાવો હોય તો એ ભગવાનની આજ્ઞા જીવનમાં ઉતારવાની વૃત્તિ થવી જરૂરની છે. જ્યારે એવી નિર્મળ વૃત્તિ થશે, અભિમાન જશે, અને આગ્રહ છૂટશે ત્યારે જ જીવનનું કલ્યાણ થશે અને પરમ શાન્તિ આપે એવું સત્ય સમજાશે.

ભગવાન મહાવીરદેવની પૂજા અનેકવિધ સાધનોથી થઇ શકે. તેમાં આપણે એ પરમ પુરુષની મૂર્તિઓ બનાવી સેવા કરવાની એક પ્રથા પાડેલી છે.

"જિન પ્રતિમા જિન સારીખી."

(દેવચંદ્રજી)

આ માન્યતાને આપણે અનેક રીતે પોષી તેનું ગૌરવ જાળવી રાખવા બન્યા તેટલા પ્રયત્નો કર્યા છે. પરંતુ "જિન પ્રતિમા જિન સારીખી' શી રીતે? તેનાં કારણો છે.

જે મહાપુરુષે સમાજને મૂર્તિ પૂજા દ્વારા જીવનનું કલ્યાણ શોધવાનો માર્ગ બતાવ્યો હશે, તેમની ભાવના એવી જરૂર હોવી જોઇએ કે મૂર્તિની સેવાઅર્ચા કરતાં મનુષ્ય મૂર્તિ જેવો જડ નહિ, પણ ભગવાનના આદર્શ ગુણો પોતાના જીવનમાં ઉતારી પૂર્ણ ચૈતન્યશાળી બને. મૂર્તિપૂજા કરતાં જો પ્રભુના ગુણો જીવનમાં ઉતારવાની વૃત્તિ ન હોય, તો તે પૂજા મનુષ્યનું કલ્યાણ કરવાને બદલે ભયંકર અધઃ પતનજ કરે એવી મારી માન્યતા છે. આજે સમાજનું અનેકશઃ અધઃ પતન થઇ રહ્યું છે તેનું કારણ પ્રભુના ગુણો જીવનમાં ઉતારવાને બદલે મૂર્તિમાં આપણો આગ્રહ બંધાઇ ગયો છે. ને તેથી જડતા વધે એવાં વિવેક શુન્ય કાર્યો સમાજને હાથે થવા માંડ્યાં છે તે છે. તેનો વિવેકપૂર્વક વિચાર કરવો એ આપણે માટે અતિ જરૂરી છે.

"વિવેક ભ્રષ્ટાનાં વિનિપાતઃ શતમુખઃ" ભગવાનની ભક્તિને નામે લાખોનાં ઘરેણાં અને આંગીઓ કરાવવામાં આવે છે. પુઠીયાં અને ચંદરવા સંગ્રહવામાં આવે છે, અને એવાં અનેક સાધનો એકત્ર થવાને લીધે અને તે સહુ સાચવવામાં થએલી નિર્વીર્યતાના કારણથી તાળાંઓ અને પોલીસો રાખવાની ફરજ પડે છે, અને તેથી હિંસાનાં બધાંએ આશ્રવો સેવવાં પડે છે. જે પ્રભુની ભક્તિથી દયા અને કરુણાભય ભાવના વધારવાની હતી તે પ્રભુને નામે થતાં કૃત્યોનું પરિણામ દયા અને કરુણાનો વધ કરવામાં આવે તે આપણું અધઃ પતન નથી તો બીજું શું છે!

અપરિગ્રહ વ્રતના પૂર્ણ ઉપદેશક પ્રભુને પરિગ્રહથી પરિપૂર્ણ નિહાળી આપણે શો આદર્શ જીવનમાં ઉતારવાના છીએ, આમાં અન્ય મતોમાં થઈ રહેલા વિલાસ અને વૈભવની ઘણે અંશે છાયા રહેલી છે. એમ વિચાર કરનાર સૌ કોઈને સમજાય એવું નથી!

જૈન મંદિરોને ઉપાશ્રયો અપરિગ્રહી હોવા જોઈએ. તેમનો નીભાવ સમુદાયની ભક્તિ ઉપર અવલંબેલો હોવો જોઈએ. જ્યારે તેમાં શિથિલતા આવે, લોકપ્રેમ રહે નહિ, ત્યારે એવાં સાધનો કજીઆનું મૂળ ન થઈ પડે એ માટે એવી સ્થિતિ પહેલેથી જ ઉભી ન થવા દેવા કાળજી રાખવી જોઈએ. પણ હવે તે શી રીતે બની શકે? હજારો અને લાખોની કિંમતના પરિગ્રહ ઉપરથી મમત્વ શી રીતે છુટે? અહીંઆં (માણસામાં) પ્રભુ ભક્તિના નીમિત્તનાં સાધનો રથ, સુપન, આંગીઓ, ચંદરવા પુંઠીયાં, અને મુડી એ સર્વ કેટલાં કલેશ વધારનારાં થયાં છે, તેનો તમે સૌ જો વિચાર કરશોતો સમજાશેકે આપણે જે રીતે શાસનનો વ્યવહાર ચલાવીએ છીએ તેમાં ઘણો સુધારો કરવાની જરૂર છે.

અયંનિજ પરો વેત્તી, ગણના લઘુ ચેતસાં, ઉદાર ચરિતાનાં વસુવૈધ કુટુંબકમ.

આખા વિશ્વને કુટુંબ ગણવાની ઉદાર ભાવના ભગવાન મહાવીરના જીવનનો ફલિતાર્થ છે. આપણે એ મહાપ્રભુને નામે જ જ્યાં ત્યાં વિરોધ વધારી મૂક્યો છે. અને હજી પણ વિરોધ વધે એવી તૈયારી કર્યે જઈએ છીએ. ભગવાન મહાવીરની ભક્તિની ખરેખરી અકાંક્ષા હોય તો આ બધો ઘટાટોપ છોડી દ્યો, અને કલેશ વધે એવાં સર્વ કાર્યો ને અધર્મ ગણી તેથી વિરમો, એજ ભગવાન મહાવીરદેવની ખરી જયંતિ ઉજવવાનો રસ્તો છે.

આપણે વિતરાગદેવના અનુયાયી હોવાનું અભિમાન ધરાવીએ છીએ. પણ વિતરાગ દેવ પ્રત્યે આપણને શ્રદ્ધા હોય એમ જણાતું નથી, કારણકે

મંત્ર તંત્ર ઔષધ નહિ, જેથી પાપ પલાય<br>વિતરાગ વાણી વિના અવર ન એક ઉપાય.

આવી માન્યતા શુકવાણીના પેઠે આપણે હમેશ ભલે ઉચ્ચારતા હોઈશું. પણ સંતતિના વધારા માટે, ધનના વધારા માટે, સ્ત્રીઓના સુખ માટે અને માનવી દેહની અનેક લાલસા અને લીપ્સાઓની તૃપ્તિ માટે લોટેશ્વર. મોરાંદાતાર, ઘંટાકર્ણ મહાવીર વગેરે વગેરે સાધનો પછવાડે આંટા ફેરા મારવામાં આપણને કદિ થાક લાગતો જ નથી. આજ સુધી આવી બાધા અને આખડીઓ, દેવ દેવીઓ, ભૈરવ, બલીઆ, હનુમાન, શંકર અને જોગણીઓને નામે રાખવામાં આવતી. ને તે સમકીતનું દૂષણ છે એમ સૌ સાધુવર્ગ તરફથી પોકારી પોકારીને કહેવામાં પણ આવતું. પણ કેટલાક સમય થયાં વળી સમાજના વલણને ધ્યાનમાં લઈ મહુડી ગામમાં જૈનમત સંમત ઘંટા કર્ણ મહાવીરનું એક નવું સાધન વધારવામાં આવ્યું છે. ત્યારે તો વિતરાગ દેવના ધર્મ પ્રત્યેની શ્રદ્ધાનો તો જાણે અંત જ આવ્યો હોય એમ લાગ્યા વગર રહેતું નથી. આ ઘંટા કર્ણ મહાવીરને શાસ્ત્રમાંથી ઉદ્દધૃત કરવાનું કહેવામાં આવે છે ત્યારે તોવળી જૈનમતને એનાં ગૌરવશાળી પદથી નીચે ઉતારી પાડવામાં જ આવે છે, એમ કહેવાનું મન થઈ આવે છે. માનવદેહોની હલકી લાલસાઓને તૃપ્ત કરવામાં જેનો ઉપયોગ થઈ શકે એને અહિંસા, સંયમ અને તપ રૂપ મંગળકારી જૈનમતની સાથે શો સંબંધ છે તે સમજાય એવું જ નથી.

આ ઘંટાકર્ણ, ધનુષ્યધારી મહાવીર, જૈનસમાજની કઈ સેવાને બદલે કઇ લાલસા તૃપ્ત કરવા માટે યોજવામાં આવ્યા છે. તે, તે માટે પ્રસિદ્ધ થએલા નિયમો નીચે આપવામાં આવ્યા છે તે ઉપરથી સમજી શકાશે.

શ્રી ૧।

**શ્રી ઘંટા કરણ મહાવીરની ભક્તિ કરવાના નિયમો નીચે પ્રમાણેઃ**

૧. વરકન્યાનાં કાંકણદોરા વીરની આગળ છોડવાથી વરકન્યા સુખી થશે માટે વીરની આગળ કાંકણદોરા છોડવા, તથા ત્યાં આગળ ઘીનો દીવો કરવો, તથા શ્રીફળ વધેરવું, તથા ત્રણ પૈસા મુકવા.

૨. પુત્રાદીકના સુખના માટે બાળકોના વાળ ઉતારવાની બાધા રાખવાથી પ્રજાનું સુખ થશે, ને પ્રજા પરાક્રમી થશે, તે નિમિત્તે સવાશેરથી માંડીને પોતાની શક્તિ પ્રમાણે સુખડીનું નૈવેદ્ય કરવું તથા શ્રીફળ વધેરવું તથા ઘીનો દીવો કરવો.

૩. વિસ્ફોટક, ક્ષયરોગ વાઇઆંચકી રક્ત પિત્તાદીક મહારોગની શાન્તિના માટે સવા પાંચ શેર ઘીની સુખડી તથા સવા રૂપીયાથી માંડીને પોતાની શક્તિ પ્રમાણે છત્ર તથા ચંદરવો વગેરે ચડાવવો.

૪. તાવની શાન્તિના માટે સવાશેર ઘીની સુખડી તથા શ્રીફળ તથા ઘીનો દીવો કરવાથી તાવ ઉતરશે.

૫. જે માણસને ભુતપ્રેતની પીડા થતી હોય તે માણસ અહીં આવીને ઘંટાકર્ણના યંત્રને દુધ તથા પાણીથી ધોઇને સાત દિવસ પીએ તો તેની પચાસ પીડા મટી જાય અને તે નિમિતે શક્તિ પ્રમાણે સુખડીનું નૈવેદ તથા છત્ર તથા શ્રીફળ ઘીનો દીવો વગેરેની બાધા કરવી.

૬. કાલીચૌદશના દિવસે જે લોકો આ દેવની આગળ સુખડીનું નૈવેદ્ય કરશે તે બાર માસ સુધી સુખ શાન્તિમાં રહેશે.

૭. આ દેવની ભક્તિ કરવાથી પશુઓની પીડા મટશે માટે સરવે લોકોએ સાચા ભાવથી ભક્તિ કરવી એવી રીતે ઉપર લખેલા નિયમો પ્રમાણે વરતવાથી સરવે લોકો સુખી થશે. ડગલે અને પગલે વધી પડેલાં પાનસર, સેરીસા, ભોયણી, સંખેશ્વર અને કેશરીયાજી વગેરે તીર્થોનો પણ જૈનસમાજમાં પોતાની લાલસાઓ ને લીપ્સાઓ તૃપ્ત કરવામાં કેટલો ઉપયોગ થઈ રહ્યો છે તેનો વિચાર કરીએ તો મહાવીરના ત્યાગ અને વૈરાગ્યના માર્ગનું સમાજના હૃદયમાંથી લગભગ મૂળજ નીકળી ગયું છે એમ કહેવું પડશે. આવા દોષિત વ્યવહારમાં શ્રાવકસમુદાયના સાથે સાધુ અને સાધ્વીસમુદાય પણ ભળેલો જોવામાં આવે છે ત્યારે તો ખરેખર સમાજનું અધઃપતન કેટલું થયું છે તેનો કશો ખ્યાલજ આવતો નથી.

અન્ય સ્થાને કૃતં પાપં, તીર્થ સ્થાને વિમુચ્યતિ
તીર્થસ્થાને કૃતં પાપં, વજ્રલેપો ભવિષ્યતિ.

જે તીર્થ કે મંદિર દ્વારા અન્ય સ્થાને થએલાં પાપોનો નાશ કરવાનો આપણો હેતુ હતો તે સ્થાનનો જ પાપ વધારવામાં ઉપયોગ કરવો એ કેટલા મહા પાતકનું કારણ છે, એ આપણે યથાસ્વરૂપે ન સમજીએ ત્યાં સુધી આપણી પ્રવૃત્તિમાં ધર્મને નામે ચોક્ખો અધર્મ જ થયે જાય છે એમ સમજી લેવું જોઇએ, ને તેથી બનતી ત્વરાએ ચેતી જવાની જરૂર છે.

ભાઇઓ, ભગવાન મહાવીરદેવની જયંતિ જો તેઓ આપણા ધર્મનાયક છે માટે ઉજવવી જોઇએ એવી રૂઢીને માત્ર અનુસરી આજે તમે ઉજવતા હો તો મારે તે સામે કહેવાનું કશું નથી. પણ જો એ કૃપાવતારના ગુણની ખરી હાર્દિક ભક્તિથી પૂજાઅર્ચા કરવાનો આપણો આજનો હેતુ છે એમ તમારૂં માનવું હોય તો પૂજ્ય વડિલ બન્ધુઓ !

સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય,
સત સાધન સમજ્યો નહિ ત્યાં બંધન શું જાય.

એવી અત્યારની આપણી પ્રવૃત્તિને છોડી

સંત ચરણ આશ્રય કરી, સાધન કરો અનેક
પાર ઉતરવા ભવરણે, ધારો પરમ વિવેક.

સાચા આદર્શવાન સંતના ચરણની સેવા કરી ભગવાન મહાવીરના ઉપદેશને જીવનમાં ઉતારવા યથાશક્તિ પ્રયત્ન કરો. " પવિત્ર શાંતિનો માર્ગ એ મહાન માનવે અઢી હજાર વર્ષ થયાં બિહારની પવિત્ર ભૂમિમાં જગતને સંભળાવ્યો છે. જેણે નિર્લોભ થઈ, નમ્ર થઈ, નિરહંકાર થઈ એ ભવ્યવાણી સાંભળી છે તેણે જ ખરી શાંતિ મેળવી છે. અશાંતિ, કલહ, વિદ્રોહ એ દુનિઆનો કાનુન નથી, નિયમ નથી, સ્વભાવ નથી પણ તે વિકાર છે. 'દુનિઆ જ્યારે નિર્વિકાર થશે ત્યારે જ મહાવીરનું અવતારકૃત્ય પૂર્ણતાને પામશે.' એ કાકાસાહેબના વચનો તમારી સમક્ષ રજુ કરી આપ સહુની રજા લઉં છું.

ત્યારપછી શ્રીયુત અજિતસાગર સૂરીશ્વરજીએ આજની જયંતિના પ્રસંગે થઈ ગએલાં વિવેચનોની સમાલોચના કરનારૂં પ્રવચન નીચે પ્રમાણે કર્યું હતું:—

મહાનુભાવો ! તમારી સમક્ષ થએલાં વિવેચનોમાં મુખ્યત્વે કરીને શ્રી હેમેન્દ્રસાગર અને ભાઇ કેશવલાલે કરેલાં વિવેચનો ખાસ કરીને સૌનું ધ્યાન ખેંચે એવાં અને કાંઇક નૂતન ચર્ચા ઉત્પન્ન કરે એવાં થયાં છે. હેમેન્દ્રને કોઈ વખતે બોલવાનો પ્રસંગ થયો હોય તો તે આજે પહેલવહેલો છે, પરંતુ તેણે આજે વીરભક્તિથી પ્રેરાઈ જે લાગણી. ભર્યા ને ઉંડો અભ્યાસ સૂચવનારા વિચારો જાહેર કર્યા છે, તે ખાસ વિચારવા યોગ્ય છે. મહાવીરનું જીવન ઉંડો અભ્યાસ કરનારા સૌ કોઇને કેટલો પ્રકાશ આપે એવું છે, તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત હેમેન્દ્રના વિચારો છે.

ભાઇ કેશવલાલે પણ આજે જે વિચારપૂર્ણ મહાવીરનું જીવન ચર્ચ્યું છે તેમાં ઘણા નવા વિચારો છે. ઘણા સાહિત્યનું અવલોકન તેમનું હોય એમ તે ઉપરથી જણાય છે. તેથી તમારામાં કાંઇ ખળભળાટ થતો હોય એમ પણ હું જોઈ શકું છું. પણ ભગવાન મહાવીરને માટે તેના જે ઉદ્‌ગારો આજે તમે સાંભળ્યા છે તેનો વિચાર કરશો તો કશો પણ ખળભળાટ કરવાનું કારણ રહેશે નહિ. તે મહાત્મા ગાંધીજીને તારણહાર માને છે, પણ સાથે સાથે ગાંધીજીએ પ્રકાશેલાં સત્યો અઢી હજાર વર્ષ પહેલાં ભગવાન મહાવીરે ઉપદેશેલાં સત્યોનું બીજું સ્વરૂપ છે, અને તેથી ભગવાન મહાવીર ત્રિભુવનના તારણહાર છે, એમ જ્યારે એ કહે છે, ત્યારે તેની મહાવીર પ્રત્યેની શ્રદ્ધા કેટલી ઉંચી છે, એનો વિચાર કરી એનું તમારે ગૌરવ કરવું જોઇએ. કુ ઠેકાણે પડેલા સુવર્ણને જેમ તમો લઈ લો તેમ તેના વિચારમાં રહેલું સત્ય સ્વીકારવાની પણ નમ્રતા બતાવો. કોઇને પણ દાબથી કે દોરથી દાબી શકાય નહિ, એનું નામ તો જુલમ કહેવાય. અને ભગવાન મહાવીરના પુત્રોને એ નીતિ શોભાસ્પદ ગણાય નહિ.

ભાઇ કેશવલાલે ઘંટાકર્ણવીરના સંબંધમાં ટીકા કરી છે, અને તે સ્થાપના ગુરુમહારાજ શ્રીમાન્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરને હસ્તે થએલી હોવાથી, તમો સૌને તે ગમી નથી, અને તેનો યોગ્ય જવાબ મારા તરફથી અપાયલો સાંભળવા તમે ઇચ્છો છો એટલે પહેલાં હું તેના સંબંધમાં થોડું કહીશ. ગુરુમહારાજના આશયોને સમજવાને આપણે કોઇ સમર્થ નથી, પણ અત્યારે ઐહિક લાલસામાં ઘેરાએલા સંસારીઓ ધન, સ્ત્રી અને પુત્રાદિકની લાલસાઓ તૃપ્ત કરવા લોટેશ્વર, મીરાંદાતાર ને એવા બીજાં અનેક કુતીર્થોમાં ભટક્યા કરે છે, ને એ રીતે ભ્રષ્ટ થઇ ધર્મહીન થઇ જાય છે. તેથી અમો ધર્મમાંથી ભ્રષ્ટ ન થાય અને તેમનું ભટકવાપણું બંધ થતાં તેમના જીવનમાં શાન્તિ આવે તે માટે ગુરુમહારાજે ઘંટાકર્ણ મહાવીરની સ્થાપના કરી છે, પણ જ્યાં વિતરાગદેવની આજ્ઞાની સાથે સરખામણી કરવાનો પ્રસંગ હોય, પ્રવચનની ગવેષણા કરવાની હોય ત્યારે તો ઘંટાકર્ણ મહાવીર જેવાં સાધનો સુસાધન નથી, એમ માનવામાં કશું ખોટું નથી. ગુરુમહારાજની પણ માન્યતા એથી વિરુદ્ધ છે એમ મને લાગતું નથી. આપણે જ્યારે લોટેશ્વર, મીરાંદાતાર વગેરે અન્ય તીર્થોની ટીકા કરી તેથી સમાજને બચાવવા પ્રયત્ન કરીએ છીએ, તો એનું જ અનુકરણ બીજે સ્વરૂપે આપણી સમાજમાં થતું હોય તો તેની પણ વિવેકથી વિચારણા કરવી એ આપણું કર્તવ્ય હોવું જોઇએ. એનું નામ જ ન્યાય કહેવાય. અમુક અધિકારીને માટે જ તેની સ્થાપના કરવાનો ગુરુમહારાજનો હેતુ છે એવું સમજવામાં આવશે તો તેની ટીકા કરવાપણું કોઇને પણ રહેશે નહિ એમ હું માનું છું.

મને શ્રીહેમેન્દ્રે સ્મરણ કરેલા ભગવાન મહાવીરના મરિચીના ભવનું સ્મરણ થાય છે. મરિચીના જન્મપ્રસંગે મેં જૈન મતને નહિ સંમત એવો વેશ ધારણ કર્યો, કુળનું અને જાતિનું અભિમાન કર્યું, પોતાના શરીરની લાલસાને માટે સંદીગ્ધ વચન વાપરી ઉત્સુત્ર પ્રરૂપણા કરી, તપસ્યાના પ્રભાવથી મગરૂરી બતાવવા ગાયને ઉછાળી પરાક્રમ બતાવ્યું, વાસુદેવના ભવમાં સેવકોના કાનમાં ઉનું સીસું રેડાવી આજ્ઞાપાલન કરાવવાનો મદ સંતોષ્યો, પોતાની પુત્રીની સાથે લગ્ન કરનાર પિતાનો હું પુત્ર થયો, એવા પોતાના પૂર્વ જન્મના નિંદવા લાયક પ્રસંગોનું વર્ણન ભગવાન મહાવીરદેવે કેવળ જ્ઞાન ભાસ્કર થયા પછી (ભગવાનની વાણી સાંભળનારા) શ્રોતાજનોને વગર સંકોચે સંભળાવેલું. પ્રાણીમાત્ર અનેક સારા ખોટા પ્રસંગોથી વિભુષિત બનેલો હોય છે, તે ભૂલોનો ભંડાર છે, પણ જ્યારે તેનામાં સત્યની શોધ કરવાની તાલાવેલી પ્રગટે છે ત્યારે તેને કોઇ પણ પ્રસંગ વિઘ્નરૂપ થતો નથી. ખરાબ અને વિઘ્નરૂપ સર્વ પ્રસંગો દૂર કરી મનુષ્ય ધારેલું નિશાન પાર પાડી શકે છે. ભગવાન મહાવીરદેવનો જગતને પોતાનું સ્વરૂપ સમજાવી આ સમજાવવાનો હેતુ હતો.

આજે અનેક રીતની શિથિલતાને અનુસરવા છતાં, અનેક ભૂલોનો ખજાનો સાથે લઇને વિહરવા છતાં એક પણ મનુષ્ય એ મહાપ્રભુની નિખાલસતાનો કિંચીત પણ અનુભવ કરાવતો હોય એવું જણાતું નથી, એ આપણી કેટલી હીન સ્થિતિ સૂચવે છે! ભગવાન મહાવીરદેવ હું નીતિભ્રષ્ટ પિતાનો પુત્ર એક વખત થએલો એવું કહેતાં જરા પણ અચકાયા નથી. એ મહાપ્રભુજીના પુત્રો આજે શી પ્રવૃત્તિ કરી રહ્યા છે તેનો વિચાર કરવામાં આવે તો વીરની આજ્ઞાથી આજના સમાજનું કેટલું છેટું પડી ગયું છે તે સહજ સમજાશે.

શ્રાવકોને જ્યોતીષ જોઇ દેવાં, મહુર્તો કાઢી દેવાં, બાળ તાલની ખબરે બુરી આડવી, જુદાં જુદાં નામ આપી સંસ્થાઓ ઉભી કરાવવી અને તેને બહાને ધન એકત્ર કરવું, તેવી

સંસ્થાઓની વ્યવસ્થા પોતાના હસ્તક જ રાખવી, પોતાનાં પૂર્વ સ્વરૂપોને ગોપવી, મહાન અવતારી તરીકેનાં પ્રશંસાવાચક વર્ણનો લખાવરાવવાં, ઉજમણાં અને ઉપધાનને બ્હાને, સંઘ અને સ્વામીવાત્સલ્યને બ્હાને, સંઘમાં પરસ્પર કલેશો કરાવવા, યુવાન છોકરાઓને નસાડી, છુપાવી દ્રવ્યની લાલચો આપી દીક્ષિત કરાવવા, અમુક ચેલાઓ કરવાના કે અમુક પુસ્તકો લખવાના (પછી ભલે તે બીજાનાં અનુકરણ કે અવતરણ હોય) અભિગ્રહો ધારણ કરવા, બ્રહ્મચર્યનું પાલન કરવા છતાં માદક દવાઓનું સેવન કરવું વિગેરે અનેકવિધ દુરાચારોથી આજનો સાધુસમુદાય અને નિર્વીર્ય થઇ ગએલો શ્રાવકસમુદાય અનેક વિરોધી આચરણોથી પ્રભાવહીન થઈ ગયો છે, તેનું ખરૂં કારણ ભગવાન મહાવીરની પવિત્ર વાણીને નહિ ઝીલી શકવાનું જ છે એમ મને સમજાય છે.

મહાપુરુષો એ એક રસાયન છે. તે જીરવાય નહિ તો સમાજની અત્યંત અવનતિ થાય. આપણી પણ તેવી જ સ્થિતિ થઇ છે, એમ આજની સ્થિતિ ઉપરથી કહેતાં જરા પણ સંકોચ થતો નથી.

સંખેશ્વર, કેશરીયાજી, પાનસર અને ભોયણી જેવાં તીર્થસ્થળોનો શ્રાવક અને સાધુસંપ્રદાય ઐહિક લાલસાઓની તૃપ્તિ કરવા માટે બાધા અને આખડીઓ રાખવામાં ઉપયોગ કરે તે સ્થિતિ શું આપણી ઉન્નતિને સૂચવે છે? ધર્મને નામે પ્રવેશેલી શિથિલતાનું જ તે સ્વરૂપ છે. એમાં શું શંકાને સ્થાન છે ખરૂં? મહાનુભાવો! ભગવાન મહાવીરનો પરમ મોક્ષકારી ઉપદેશ જ્યારે તમે તમારા જીવનમાં પચાવશો ત્યારેજ તમારી હાલની હીનસ્થિતિમાં સુધારો થશે, આજે એ મહાપ્રભુની સેવાને બ્હાને તમે કેટલી કેટલી રચનાઓ રચી છે કે જેથી જિન મંદિરમાં જતાં આભુષણો અને અલંકારોના ઘેરાવામાંથી પ્રભુની મુદ્રાને શોધી કાઢવી પણ મુશ્કેલ થઈ પડે છે. ભગવાન મહાવીરદેવની પરમ વિતરાગતા કયાં, ભગવાન મહાવીરનો પરમત્યાગ અને વૈરાગ્ય કયાં, અને ભગવાન મહાવીરનુ સર્વ પરિગ્રહથી મુક્ત એવું આત્માના પ્રકાશથી થયેલું પરમ સ્વરૂપ કયાં? એની ઝાંખી, એનું સ્મરણ આજનાં મંદિરો અને આજની મૂર્તિઓના શણગારો ભાગ્યે જ કરાવે છે. આજે તો વૈભવો અને વિલાસોનું જ જાણે દિગદર્શન થઈ રહ્યું ન હોય એમ કોઈ પ્રભુને ચશ્મા ચઢાવરાવી આંગી કર્યાનો લ્હાવો લે છે, તો કોઈ પ્રભુને જામા અને શીરપેચ પહેરાવી વરરાજા બનાવરાવે છે. ખામી તો માત્ર પ્રભુને ક્ષત્રિયવટને શોભતાં હથીઆરો સજાવવાની જ રહે છે. કોઇ ભકત શાસ્ત્રમાં એવું શોધી કાઢે અને કરે તો કોઇથી ના પડાવાની નથી, આથી પવિત્ર અને શાન્ત ભાવનાઓની આપણામાં શી રીતે વૃદ્ધિ થાય? મહાનુભાવો આ બધું પચાસથી ઓછાં વર્ષ થયાં પ્રવેસી ગયું છે ને તેમાં અતિશયતાનો ભારે દોષ આવી ગયો છે તેને તમે વિવેકથી સુધારી પ્રભુની ખરી ભકિત કરો એમ મારી ભલામણ છે. પ્રભુની મૂર્તિ જોતાં ત્યાગ અને વૈરાગ્ય ઉપજે એવી ઘટના જિન મંદિરોમાં હોવી જોઇએ, નહિ કે વિકાર અને લાલસા ઉત્પન્ન થાય એવી: જે પ્રભુના દરબારમાંથી ત્યાગ અને વૈરાગ્ય લેવાનાં છે, જે પ્રભુના જીવનમાંથી દયા અને કરુણા શીખવાની છે, તે પ્રભુના મંદિરમાં મનુષ્યને વિકારી બનાવી દે એવાં ભુતભડકામણાં વસ્ત્રો અને અલંકારો પહેરીને સ્ત્રીઓ અને પુરુષો શા માટે આવે છે તે મને સમજાતું નથી. આમાં પ્રભુ પ્રત્યેનું બહુમાન સચવાવાને બદલે અનેક અનર્થોની વૃદ્ધિ ઘણી રીતે થાય છે, પ્રભુનું બહુમાન શુદ્ધ અને પવિત્ર સાદાં વસ્ત્રોથી થઈ

શકે, એમ ન હોવાથી આજ આપણાં મંદિર અને ઉપાશ્રયો કેટલાકનાં સંકેતસ્થાનની ગરજ સારનારાં થઇ પડયાં હોય એવું મારા જાણવામા આવ્યું છે. આ બધી અવનતિ કરનારી પરિસ્થિતિનો સૌએ ત્યાગ કરાવવાની કાળજી કરવી જોઇએ. પ્રભુનો ત્યાગ અને વૈરાગ્ય મનુષ્યના જીવનમાં ત્યારેજ ઉતરી શકશે કે જ્યારે તે પવિત્ર અને સાદો થશે.

ભગવાન મહાવીરદેવે સૌ કોઇને પોતાના દેહપ્રત્યે રાગ નહિ કરવા પણ પોતે પ્રરૂપેલાં સત્યોને અનુસરવા પ્રયત્ન કરવો જોઇએ, એમ પોકારી પોકારીને કહ્યું છે. તેમજ મહાત્મા ગૌતમનો પોતા પ્રત્યેનો રાગ દૂર કરાવવા અંત સમયે તેમને પોતાનાથી દૂર કરી જગતને એનું મહત્ત્વ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. એમ હાપ્રભુના ગુણોનું ગ્રહણ કરવાના હેતુને ભૂલી માત્ર મૂર્તિના શણગારમાં જ આપણે ગુંથાઇ ગયા છીએ. મૂર્તિપૂજા કરવાનો પવિત્ર હેતુ આથી સચવાતો નથી પણ ઉલટું તેનું પરિણામ અનર્થ થવામાંજ આવે છે, તેનો તમે સૌ વિવેકથી વિચાર કરો.

મનુષ્યને અલંકારો પ્રિય છે એટલે એણે પ્રભુને અલંકારયુક્ત કર્યા. મનુષ્યને મૂડીની જરૂર છે અને મૂડીથી જ પોતાની નિર્ભયતા સમજે છે એટલે એણે પ્રભુને પણ મૂડીવાળા બનાવ્યા, અને મૂડીથી જ પ્રભુની સલામતી માની. મૂડી સાચવવા મનુષ્યને તીજોરી જાઇએ, એટલે પ્રભુના દરબાર માટે પણ એણે તીજારીઓની યોજના કરી અને આ બધું ન સાચવી શકાય એટલું વધવાને પરિણામે એને સાચવવા પઠાણો અને પોલીસોની વ્યવસ્થા થઇ પડી. જે તીર્થોને પવિત્રમાં પવિત્ર સમજવામાં આવે છે, અરે જેના કાંકરે કાંકરે અનંત મનુષ્ય મોક્ષપદને વર્યા છે એવું માનવામાં આવે છે એવા પવિત્ર તીર્થોમાં આવા પોલીસ અને પઠાણોને ફરજીઆત વસાવી તેમનાં મળમૂત્રની વ્યવસ્થા માટે જાજરૂઓ બંધાવવા પડયાં છે. જેની આશાતના કરવાથી મહાપાતક લાગે એવી પવિત્ર તીર્થભૂમિઓ અને મંદિરોને આમ ઉઘાડી આંખે અપવિત્ર કરવાં પડે એનું કારણ સમાજની વિવેકહીન પ્રવૃત્તિ નથી તો બીજું શું છે?

મૂડી અને મીલકત વધવાને પરિણામે લૂટારાઓના પણ ભય ઉભા થયા છે ને તેથી અણધારેલી આશાતનાઓ પી જવાનો વખત આવી ગયો છે. પ્રાચીન વખતમાં જ્યારે મૂડી અને મીલકત વધારવાની પ્રથા નહોતી ત્યારે તીર્થસ્થળો કેટલાં પવિત્ર અને સાત્વિક હતાં તેનો ખ્યાલ કરીએ તો આજની અતિશયતાને અનુસરેલી આંધળી ભક્તિથી કેટલું વિપરીત પરિણામ આવ્યું છે તેનો તુરત જ ખ્યાલ થઇ જાય.

ભગવાન મહાવીરદેવનો અહિંસા, સંયમ અને તપરૂપ કલ્યાણકારી માર્ગ યથાસ્વરૂપે આરાધવામાં આવે તો આજની પરિસ્થિતિમાંથી સમાજ જરૂર પોતાનો ઉદ્ધાર કરી શકે, અને ભગવાન મહાવીરદેવની ખરી જયંતિ એ રીતે જ ઉજવી ગણાય. મહાનુભાવો ! તમે સૌ કંસારાના ઘરનાં કબુતરની પેઠે તમારા હિતની વાત પ્રત્યે બેદરકાર ન રહેતાં યોગ્ય પ્રયત્નો કરશો તો જીવનનું સાફલ્ય કરી શકશો. એજ મહાવીરના જીવનનો સારાંશ છે—

સર્વેંન: સુખીન સન્તુ સર્વે સન્તુ નિરામયા,
સર્વે ભદ્રાણી પશ્યન્તુ, માકશ્ચીત દુઃખ માપ્નુયાત.

ભગવાનની આ ભાવના એજ સર્વ શ્રેષ્ઠ અને જગતની કલ્યાણકારી ભાવના છે. તેને અનુસરો. અનુસરો.

સર્વ મંગલ માંગલ્યં-સર્વ કલ્યાણ કારણમ્
પ્રધાનં સર્વ ધર્માણાં, જૈનં જયતિ સાસનમ્.

# વિશ્વધર્મ

(છૂટાછવાયા વિચારો)

'મહાવીર' એ નામ શ્રીવિષ્ણુને લગાડવામાં આવ્યું છે. તેનું વાહન ગરુડ જે ને પણ મહાવીર કહે છે. શ્રી રામચન્દ્રજીને પણ મહાવીર કહે છે. શ્રીરામચન્દ્રજીના એકનિષ્ઠ સેવક હનુમાન પણ મહાવીર જ છે. આજે આપણે શ્રીપાર્શ્વનાથના અનુયાયી વર્ધમાનને મહાવીર તરીકે ઓળખીએ છીએ.

'મહાવીર' શબ્દથી શો અર્થબોધ થાય છે? સર્વત્ર વ્યાપીને, આસુરી શક્તિનો પરાજય કરીને વિશ્વનું પાલન કરે છે તે વિષ્ણુ મહાવીર છે. અમૃત મેળવી શકે એવો શક્તિમાન માતૃભક્ત ગરુડ તે મહાવીર. પિતાનું વચન પાળવા ખાતર, પ્રજાનું કલ્યાણ કરવા ખાતર અને ધર્મનિષ્ઠાનો આદર્શ સ્થાપવા ખાતર રાજ્ય, સુખ અને સીતાનો ત્યાગ કરનાર શ્રીરામચંદ્ર તે મહાવીર. કશા બદલાની ઇચ્છા રાખ્યા વગર સેવા કરનાર અને શક્તિનો ઉપયોગ શિવની સેવામાં જ કરનાર બ્રહ્મચારી સેવાનન્દ હનુમાન તે મહાવીર. માતૃભક્તિ, સુખનો ત્યાગ, ભૂતમાત્ર વિષેની અપાર દયા અને ઇન્દ્રિયજયનો ઉત્કર્ષ બતાવનાર જ્ઞાતપુત્ર વર્ધમાન તે પણ મહાવીર. આર્ય જાતિએ સર્વોચ્ચ સદ્દગુણોની જે મનોમય મૂર્તિ કલ્પી છે, જે આદર્શ રચ્યો છે તેને પહોંચનાર વ્યક્તિ તે મહાવીર. વિજય મેળવે તે વીર. અંતર્બાહ્ય દુનિયા પર વિજય મેળવે તે મહાવીર. વીર એટલે આર્ય. મહાવીર એટલે અર્હંત.

* * * * *

હિન્દુ ધર્મ રાષ્ટ્રીય ધર્મ છે. એક મહાન રાષ્ટ્રનો ધર્મ હોવાથી તેને મહારાષ્ટ્રીય ધર્મ પણ કહી શકાય. પણ હિન્દુ ધર્મનાં તત્વો સાર્વભૌમ છે, વિશ્વધર્મનાં છે, તેનો ફેલાવો સર્વત્ર થઇ શકે એમ છે. હિન્દુ ધર્મે મનુષ્યજાતિનો જીવનધર્મ શોધી કાઢ્યો છે. કઇ શરતે મનુષ્યકોટિ શાન્તિથી રહી શકે, ઉત્કર્ષ પામી શકે, પરમ તત્વને ઓળખી શકે અને મેળવી શકે એ હિન્દુ ધર્મે ક્યારનું નક્કી કર્યું છે 'स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्,' 'न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति,' 'धर्मो रक्षति रक्षितः' એવી શ્રદ્ધા કે અનુભવ આ ધર્મે નોંધી રાખ્યો છે. છતાં હિન્દુ ધર્મ મિશનરી ધર્મ નથી. પોતાનો ધર્મ દુનિયામાં ફેલાવવો એ હિન્દુ ધર્મનો આગ્રહ નથી. હિન્દુ પોતાનો ધર્મ પોતાના આચરણમા ઉતારવાનો જ પ્રયત્ન કરે છે. તેમાં જો તે સફળ થાય તો તેની છાપ પડોશીઓ પર પડવાની જ. છાપ પાડવા જવું એમાં અધીરાઇ અને [illegible] છે, એમ [illegible] હિન્દુ વધારે પ્રયત્ન[illegible]

છે. બૌદ્ધ ધર્મ એનો સાક્ષી છે. બૌદ્ધ ધર્મ એ જ પહેલવહેલો મીશનરી ધર્મ દેખાય છે. એના પહેલા મીશનરી કાર્ય થયુ હોય તો આપણે તે ચોક્કસ રીતે જાણતા નથી. વર્ણવ્યવસ્થાવાળો જીવનધર્મ પ્રચારક ન જ થાય એમ લાગે છે. (જીવનધર્મ એટલે ફક્ત માનવા માટે રચેલો ધર્મ નહિ પણ જીવવા માટે રચેલો ધર્મ એ હિન્દુ ધર્મનો અત્યન્ત આગ્રહ છે.)

* *

બૌદ્ધ અને જૈન ધર્મમા પુષ્કળ ભેદ છે, છતા બંનેમા સામ્ય પણ ઓછુ નથી બંને મીશનરી ધર્મ થવાને લાયક છે, બંને વિશ્વધર્મ છે. આહારરૂપી ભૌતિક અહિંસા, જીવદયારૂપી નૈતિક અહિંસા, અને તપસ્યારૂપી આત્મિક અહિંસા (ભોગ એટલે આત્મહત્યા—આત્માની હિંસા. તપ એટલે આત્માની રક્ષા—આત્માની અહિંસા) જે ધારણ કરી શકે તે જ વિશ્વધર્મ થઇ શકે, તે જ અકુતોભય વિચરી શકે. 'यस्मान्नोद्विजते कुलोको लोकान्नोद्विजते च यः' એ વર્ણન તેને જ લાગુ પડી શકે છે. આ પ્રસ્થાનત્રયી સાથે તમામ દુનિયાની યાત્રા થઇ શકે છે. આત્માની શોધમા આ જ પાથેય કામ આવે એવું છે.

* * *

મીશનરી ધર્મતત્ત્વને વફાદાર રહે, પણ પોતાના રૂપ વિષે આગ્રહ ન રાખે. દેશ તેવો વેશ એ નિયમ ધર્મને પણ—ખાસ કરીને વિશ્વધર્મને લાગુ પાડી શકાય છે. વિશ્વધર્મ સાચેસાચો વિશ્વધર્મ હોય તો પોતાના નામનો પણ આગ્રહ ન રાખે. બૌદ્ધ ધર્મના કેટલાયે રૂપો થએલા છે

* * *

વિશ્વધર્મ એક જ હોય એમ માનવાનુ કારણ નથી. જેમ એકાદ ઓરડીમા રાખેલા ચારપાચ દીવા પોતપોતાના પ્રકાશ ઓરડીમા બધે ફેલાવે છે, આખી ઓરડીનુ રાજ્ય ભોગવે છે, અને છતા પોતાનું વ્યક્તિત્વ જાળવી શકે છે, તેમ અનેક વિશ્વધર્મ એકીસાથે તમામ દુનિયાનુ રાજ્ય ભોગવી શકે. ધર્મમા અદેખાઇ કે મત્સર ક્યાથી હોય? એક મ્યાનમા બે તલવાર ન રહે. એક દરબારમા બે મુત્સદીઓ કારભાર ન કરે. પણ એક દુનિયામા ગમે તેટલા ધર્મ એકસાથે સામ્રાજ્ય ભોગવી શકે, કેમકે ધર્મ તો અહિંસક જ હોય. ધર્મ એટલે જ અદ્રોહ. જ્યા ધર્મ ધર્મ વચ્ચે ઝગડાઓ ચાલે છે અને સંખ્યાબળની હરિફાઇ દેખાય છે ત્યા જાણવુ, લેવુ કે ધાર્મિકતા રહી નથી, ધર્મને નામે અધર્મ શિરજોરી ચલાવી રહ્યો છે, ધર્મનુ વીર્ય ક્ષીણ થયુ છે. આવી સ્થિતિમાથી જે ધર્મવીર હોય તે જ દુનિયાને ઉગારી શકે.

* * *

અહિંસાનું પૂરેપૂરૂ સ્વરૂપ આપણે જાણવું જોઇએ. અહિંસા એ મહાવીરનો ધર્મ છે, તમામ દુનિયાને જીતવાની હોંશ રાખનાર જિનેશ્વરનો ધર્મ છે. દુનિયાના એક ખૂણામા પણ જ્યાં [illegible] ધર્મ પરાજિત જ છે. કૃત્રિમ રીતે